સટીક

# નળાખ્યાન

## ભાગ ૨જો

કડવાં ૨૬ થી ૫૦



પ્રસિદ્ધ કરનાર

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી એ

સુરત

સને ૧૯૨૮

કિમ્મત રૂ. ૦-૧૨-૦

# NALÁKHYÁNA

BY

MAHÁKAVI PREMÁNAND

(WITH EXPLANATORY NOTES, VARIOUS READINGS, SKETCH OF THE POET'S LIFE AND LIVES OF NALA AND DAMAYANTI).

**Part II**

*Kadvans XXVI—L.*

EDITED BY

**Chhaganlal Thakurdas Modi,** B.A.
Retired Educational Inspector, Baroda State.

---



1926.

SURAT.

મહાકવિ પ્રેમાનંદ કૃત

# નળાખ્યાન

(ટીકા, અનેક પાઠ, નળ અને દમયંતી ચરિત્ર તથા કવિજીવન સહિત)

## ભાગ ૨જો—કડવાં ૨૬ થી ૫૦


પ્રસિદ્ધ કરનાર

**છગનલાલ ઠાકોરદાસ મોદી**, બી. એ.

રિટાયર્ડ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, વડોદરા રાજ્ય.



સુરત.

સં. ૧૯૮૨ સને ૧૯૨૬

# પ્રસ્તાવના.

મુંબઈની યુનિવર્સિટી તરફથી 'સ્કૂલ લીવિંગ એક્ષામિનેશન' સારૂ ૧૯૨૭ની સાલ માટે ગુજરાતી ભાષાના વિષયમાં કવિતાના વિષયમાં 'મહા કવિ પ્રેમાનંદનું નળાખ્યાન, કડવું ૩૧ થી કડવું ૫૦' એ ઠરાવવામાં આવ્યું છે.

અમારા તરફથી મહા કવિ પ્રેમાનંદના નળાખ્યાનના કડવાં ૧ થી ૨૫ની સંશોધિત આવૃત્તિ સંપૂર્ણ ટીકા વિવેચન તથા અનેક પાઠો સહિતની તૈયાર કરી સને ૧૮૮૯માં પહેલી છાપવામાં આવેલી હતી, અને તેની ૧૪ આવૃત્તિઓ થઈ છે. તેજ ધોરણે નળાખ્યાનનો બાકીનો ભાગ સંશોધિત કરી તૈયાર કરવાની ઈચ્છા કેટલીક મુદતથી અમારી હતી, ને હાલ ઉપર જણાવ્યા પ્રમાણે યુનિવર્સિટીમાં કડવાં ૩૧ થી ૫૦ પરીક્ષા માટે ઠરાવવમાં આવ્યાં છે, તેથી બીજા ભાગ તરીકે કડવાં ૨૬ થી ૫૦ આ પુસ્તકમાં રાખવામાં આવ્યાં છે. ભાગ પહેલા (એટલે કડવાં ૧–૨૫ વાળા ભાગ) ને ધોરણે તે સંશોધિત કરી અનેક ઉપયુક્ત પાઠો આમાં આપવામાં આવેલા છે. પહેલા ભાગમાં વિસ્તાર પૂર્વક વિવેચન અને ટીકા આપેલાં છે તે મુજબ આ ભાગમાં સવિસ્તર ટીકા આપવાની આવશ્યકતા ઘણાકને ન લાગવાથી ઉપયુક્ત અને વિદ્યાર્થી વર્ગ વગેરેને સહાયભૂત થાય તેટલીજ ટીકા આપી છે. જરૂર લાગી ત્યાં ભાગ ૧લા માં આપેલી ટીકાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

કડવાં ૨૬ થી ૫૦ની કવિતાનો ભાગ સંશોધિત કરવામાં નળાખ્યાનની અનેક પ્રતો તપાસવામાં આવીછે; બૃહત્ કાવ્યદોહનમાં આપેલા નળાખ્યાનને મુખ્ય આધારભૂત (મૂળ) રાખી, વધુ આધાર-

ભૂત શબ્દો વગેરે બીજી પ્રતોમાંના લાગેલા તે મુખ્ય ભાગમાં લીધા છે. બીજા પાઠો માટે સંવત ૧૭૫૫, ૧૮૦૬, ૧૮૨૧, ૧૮૫૬, ૧૯૦૭ વગેરેમાં ઉતારાયેલી પ્રતો, તેમજ સ્વ. કવિ શ્રી નર્મદાશંકરે સંશોધિત કરી હાથે ઉતારેલી બે પ્રતો, તેમજ તેમની સરકારી છાપેલી પ્રતનો ઉપયોગ આ ભાગમાં કરવામાં આવ્યો છે. આ બીજા ભાગમાં પ્રતોના ૧થી ૪ અંક આપ્યા છે તે નીચેની પ્રતોના સમજવાના છે:—

પ્રત ૧ કવિ શ્રી નર્મદાશંકરવાળી શુદ્ધ ઉતારેલી પણ બીજા પાઠ વગરની પ્રત.

પ્રત ૨ બૃહત્ કાવ્યદોહનમાંના નળાખ્યાનની પ્રત.

પ્રત ૩ કવિશ્રી નર્મદાશંકરની સં. ૧૮૦૬ની પ્રતનો ઉતારો કરી અનેક પાઠોવાળી સંશોધિત હાથની લખેલી પ્રત, તથા તેમાંજ સુધારો ફેરફાર કરી સરકારી તરફથી મંજુર થઈ છપાયલી પ્રત.

પ્રત ૪ સ્વ. રા. મણીલાલ બક્કોરભાઈ વ્યાસ તરફથી મળેલી પ્રત (તેમાં સાલ નથી પણ બાળબોધ અક્ષરમાં ઉતારેલી છે).

**સુરત.**
સંવત ૧૯૮૨ના વૈશાખ શુદ ૨
તા. ૧૩ માહે મે, ૧૯૨૬.

**છગનલાલ ઠાકોરદાસ મોદી.**

# PREFACE.

## [Of 1st edition Part I Kadvans 1-25.]

---

*Nalakyana* may be called the best poem by the best poet in the Gujarati language. At the same time it is one of the most difficult, in our opinion of all the poems by the great and popular poet Premanand. We long felt the desirability, or rather the necessity, of having an annotated edition of this very interesting work. The absence of the vernaculars from the University curriculum naturally resulted in their disregard by the people who spoke them. The laudable but futile movement for introducing the vernaculars into the higher examinations of the Bombay University, and the selection of *Nalakhyana* as a text-book for the University School Final Examination, prompted us to fulfil our long-cherished hope, and we at once determined to annotate the first twenty-five *kadvans* of that poem. In the beginning we had in view the sadly-felt want of the students of High Schools, but we had to extend our scope, and consequently to double the size first contemplated by us, in order to make the work useful to the advanced scholars of Training Colleges and to the general public.

In annotating the present work we have, as far as possible, adopted the system generally followed in annotations of English works. The text of *Nalakhyana*, selected by us, is that published in *Brihat Kavyadohana*, Vol. I, edited by Mr. Ichharam S. Desai. The Government edition recommended for the University S. Final Examination contains readings, which vary in material and important points from almost all other printed and manuscript editions we could lay our hands

on, to the extent of distorting the poet's real meaning and rendering the lines void of poetical beauty in some places. We have, however, not omitted to insert all the important and necessary readings from that edition, along with those from other editions consulted by us.

The *Alankaras* (figures of speech), not being equally useful to all, have been treated separately in an appendix at the end. A sketch of the poet's life is also given for the convenience of students.

We have to acknowledge our heart-felt thanks to our well-known Pandit Shri Gatulalji, Kavi Savitanarayan and Mr. Ichharam S. Desai, for the valuable assistance rendered by them in the preparation of this book.

BARODA,
*1st June, 1889.*

**D. D. Mehta.**
**C. T. Modi.**

NOTE.—From the eighth edition, the annotations have been given after the whole text, and not below the text on each page as in previous editions.

---

## પ્રસ્તાવના.

### (ભાગ ૧લો–કડવાં ૧ થી ૨૫–ની પહેલી આવૃત્તિની)

મહાકવિ પ્રેમાનંદકૃત નળાખ્યાન ગુજરાતી ભાષામાં ઉત્તમ પંક્તિનું કાવ્ય ગણાય છે. તેનાં બધાં કાવ્યોમાં એ વર્ણનશૈલી અને વર્ણનરસમાં સર્વોપરી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જનપ્રિય નળાખ્યાનમાં પુણ્યશ્લોક નળ રાજાનું અને સતિ દમયન્તીનું ચરિત્ર વર્ણવવામાં આવેલાં છે. પતિવ્રતા સ્ત્રીનો ધર્મ શો છે, તેનો પતિપ્રત્યે પ્રેમ કેવો હોય છે, કળિ એટલે કલેશ બુદ્ધિના પ્રવેશથી મનુષ્યની કેવી દુર્દશા થાય છે, જુગટું રમવાથી કેવા અનર્થ નિપજે છે, સજ્જનને ભોળવી દુર્જનો તેને કેવે આડે રસ્તે લઈ જાય છે અને પાછળથી કુમતિનો નાશ થતાં પોતાનાં આગલાં કુકર્મો અથવા માઠી વર્તણુક વિષે તે સજ્જન પુરૂષને કેવો પશ્ચાત્તાપ થાય છે, મહાન્ પુરૂષો ઉપર ભયંકર સંકટો પડવાં છતાં પણ તેઓ ન્યાય માર્ગથી ન ચળતાં કેવી રીતે ધૈર્ય ધારણ કરે છે, ઈત્યાદિ ઉત્તમ પ્રકારની શિક્ષાથી ભરપૂર અને મનોરંજક આ કવિતા ગ્રંથ દરેક ગુર્જર ગૃહસ્થના ઘરમાં રાખવા યોગ્ય છે. આવા ઉત્તમ કાવ્યની ટીકા છપાવવાની જરૂર છે એવું અમને લાંબા વખતથી લાગતું હતું. યુનિવર્સિટીની પરીક્ષાઓમાંથી દેશી ભાષાને બાતલ કરવાથી સ્કૂલ અને કૉલેજોના વિદ્યાર્થીઓને તેનો જોઈએ તેવો અભ્યાસ કરવાનું કારણ રહ્યું નહીં અને તેથી તેઓનું પોતાની દેશી ભાષાનું જ્ઞાન ઘણું અપૂર્ણ થવા લાગ્યું છે. મુંબઇની યુનિવર્સિટીની ઉપલી પરીક્ષામાં દેશી ભાષાને દાખલ કરાવવાને જે જરૂરનો અને સ્તુત્ય પ્રયાસ ચાલ્યો છે તેથી તથા યુનિવર્સિટી સ્કૂલ ફાઇનલ પરીક્ષામાં ગુજરાતી કાવ્યના પુસ્તક તરીકે નળાખ્યાન પસંદ કરવાથી

આ કામ હાથમાં લેવાનો અમારો વિચાર થયો. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા પ્રકારની ટીકા આપવાનો પ્રથમ વિચાર કરેલો, પણ સામાન્ય રીતે ગુજરાતી વર્ગને અને ટ્રેનિંગ કૉલેજોના ઉપલા વર્ગનાં અભ્યાસીઓને આ પુસ્તક સાધનભૂત થાય તેવો ઉદ્દેશ રાખી એના કદમાં ઘણો વધારો કરવો અમને યોગ્ય લાગ્યો. આ ગ્રંથ તૈયાર કરવામાં નળાખ્યાનની છાપેલી તથા હાથની લખેલી જૂદી જૂદી અનેક પ્રતો જોવામાં આવી હતી, ને તે બધીમાંથી સ્કૂલ ફાઇનલ પરીક્ષા માટે પસંદ કરેલી સરકારી આવૃત્તિને આધારભૂત ગણવામાં આવી નથી, પરંતુ ભાઈ ઇચ્છારામ સૂર્યરામે પ્રકટ કરેલા 'બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લા' માં આપેલા નળાખ્યાનને મૂળ તરીકે અમે રાખેલું છે, ને તેનું મુખ્ય કારણ એ છે કે સરકારી આવૃત્તિમાં એટલે બધે દરજ્જે પાઠફેર થયલો માલમ પડે છે કે કેટલાક ભાગમાં કાવ્યની ખુબી અને રસ બંને તેમાંથી જતાં રહેલાં જણાય છે; છતાં સરકારી તથા બીજી પ્રતોમાંથી અગત્યના જણાયલા પાઠો ટીકાની નીચે * બતાવેલા છે. પાઠમાં બતાવેલી પ્રતોની સમજુતી આ પ્રમાણે છેઃ—

પ્રત ૧ 'બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લા' માં આપેલું નળાખ્યાન.
,, ૨ સં. ૧૯૩૯ માં ઉતારેલી.
,, ૩ ,, ૧૮૮૧.
,, ૪ નર્મદાશંકરના હાથની લખેલી.
,, ૪ ક સં. ૧૯૩૯માં ઉતારેલી.
,, ૪ ખ ,, ૧૮૦૬ માં ઉતારેલી.
,, ૪ ગ ,, ૧૮૨૧ ,, ,,
,, ૪ ઘ ,, ૧૮૫૬ ,, ,,
,, ૪ ચ ,, ૧૮૯૨ ,, ,,

*આઠમી આવૃત્તિથી ટીકા પાછળ આપવામાં આવી છે.—છ. ઠા. મોદી.

પ્રત ૫ નર્મદાશંકરની છાપેલી સરકારી.
,, ૬ સરકારી 'ગુજરાતી કાવ્યદોહન' તથા 'કાવ્યદોહન ભાગ ૨જો' કવિ દલપતરામવાળો તથા 'મોટું કાવ્યદોહન' અમદાવાદવાળું.

સર્વને ઉપયોગી નહીં ધારી, નળાખ્યાનમાં આવેલા અલઙ્કાર સમજવા પૂરતો અલઙ્કારવિચાર પાછલા ભાગમાં આપવામાં આવેલો છે.

આ ગ્રંથ તૈયાર કરવાના સંબંધમાં પંડિત શ્રીગટ્ટૂલાલજી, કવિ સવિતાનારાયણ અને ભાઈ ઇચ્છારામ સૂર્યરામ તરફથી જૂદે જૂદે પ્રકારે અગત્યની મદદ મળી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

વડોદરા, જ્યેષ્ઠ શુદ ૩, ૧૯૪૫

દા. ડા. મહેતા.
છ. ઠા. મોદી.

## કવિ જીવન.

# પ્રેમાનંદ ભટ્ટ.

### ( કડવાં ૧ થી ૨૫ ના ભાગ ૧ લામાં આપેલું )

ગુર્જરકવિશિરોમણિ કૃષ્ણસુત પ્રેમાનંદભટ્ટકૃત નળાખ્યાનનું સર્વોપરી કાવ્ય સટીક કરતાં એ કવિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવું અવસ્યનું છે. આપણા લોકોમાં ચરિત્ર લખવાનો ધારો ન હોવાથી આ મહાકવિ ક્યારે જન્મ્યા તે કહી શકાતું નથી; તોપણ એણે બનાવેલા ગ્રંથોપરથી આટલું અનુમાનથી ધારી શકાય છે કે, એ સંવત ૧૭૦૦ થી ૧૭૯૦ સુધીમાં વડોદરામાં થઈ ગયા હતા.

દંતકથા એવી ચાલે છે, કે એ કવિ તદ્દન મૂર્ખ હતો ને ભણ્યાગણ્યા વગર રઝળ્યા કરતો હતો. એક વખત વડોદરામાં આવેલા કામનાથ ને બહુચરાજીની વચ્ચેના એક મકાનમાં કોઈ સંત પુરૂષ આવી ચઢ્યો. પ્રેમાનંદે તેની ઘણી સેવાચાકરી કીધી, તેથી સિદ્ધ ઘણો રાજી થયો. સિદ્ધ વડોદરેથી મુકામ ઉઠાવનાર હતો. તે વખતે પ્રેમાનંદે ઘણી આજીજી કીધી ને સિદ્ધે પ્રસન્ન થઇ કહ્યું, કે હું કાલે જનાર છું, માટે પ્રભાતમાં આવજે, કંઇ આપીશ. પ્રેમાનંદ જાતે એદી રહેલો હોવાથી સવારમાં મોડો ઉઠ્યો, ને સિદ્ધના મુકામ પર જતાં મોડું થયું એટલે સિદ્ધ ચાલ્યો ગયો. એ તેની પૂઠે ગયો ને વડોદરા બહાર તેનો મેળાપ થયો. સિદ્ધે કંઈ અપ્રસન્ન વદને સામું જોયું, પણ પ્રેમાનંદને દયામણો ને દામણો જોઇ દયા લાવીને તેની જીભપર કંઈક સિદ્ધાઇનો મંત્ર લખ્યો. પછી કહ્યું કે જો તું વહેલો આવ્યો હોત તો સંસ્કૃત મહાકવિ થાત, પણ જા હવેથી તું પ્રાકૃત કવિ તરીકે બહુ પંકાઇશ. આટલી પણ પ્રસાદી પ્રાપ્ત થઈ તેથી બહુ આનંદ માનતો પ્રેમાનંદ ઘેર આવ્યો, ને તે દિવસથી એનામાં કવિત્વશક્તિ આવી કહેવાય છે.

બીજી એવી પણ દંતકથા ચાલે છે કે એ ન્યાયશાસ્ત્ર ભણ્યો હતો, ને પુરાણનું સારૂં જ્ઞાન ધરાવતો હતો; પણ પ્રથમથી તેનામાં કવિત્વશક્તિ નહોતી.

એક પ્રસંગે કોઈ મહાત્મા એને ઘેર આવ્યો ને કહ્યું કે હું બે દિવસનો અપવાસી છું, કંઈ આપ. પ્રેમાનંદે ખાવાનું આપ્યું ને સિદ્ધે પ્રસાદી આપી. આનાકાની કરતાં પ્રેમાનંદે તે પ્રસાદ આરોગ્યો. જો ઉમળકાથી ખાધો હોત તો એનામાં સંસ્કૃત કાવ્ય કરવાની શક્તિ આવત, પણ અપ્રસન્ન વદને ખાધો તેથી પ્રાકૃત કવિતા કરવાને શક્તિવાન થયો હતો.

આ સર્વે દંતકથા જોતાં આટલું તો નક્કીપણાથી કહી શકાય છે કે એ પ્રથમ જડ હશે, ને પાછળથી એમનામાં કાવ્ય કરવાની શક્તિ આવેલી. તે સાથે તેને સંસ્કૃતનો પણ થોડો ઘણો સંસ્કાર પાછળથી થયલો જણાય છે. જો તેમ નહીં હોત તો એની કવિતાના મુખ્ય પ્રસંગો જે પુરાણ તથા ભારતમાંના છે તે એના જાણ્યામાં આવત નહીં. વળી એમ પણ કહેવાય છે કે એ પુરાણી હોવાથી કેટલેક પ્રસંગે કથાઓ કરતો હતો, ને તેમાંથી એ કમાઈ ખાતો હતો.

પ્રેમાનંદ કવિનો કાળ તે પ્રાકૃત ભાષાની કવિતાનો કે કવિનો કાળ નહતો, એટલું છતાં એ પ્રાકૃતમાં કવિતા કરવાને કેમ લલચાયો તેનું કારણ સવિસ્તર જણાતું નથી, પરંતુ એની કવિતા એના પોતાના કાળમાં લોકમાં પ્રસિદ્ધ થઈ હતી; ને તેથી કેટલાક તેને નિંદનારા તેમ કેટલાક તેને વંદનારા હતા. એ સંસ્કૃત પુરાણ કે મહાભારત વાંચતો હતો ત્યારે શ્રોતાઓ વાહવાહ કરતા નહીં, પણ જ્યારથી પ્રાકૃત કવિતા, કથા તરીકે વાંચવા માંડી ત્યારથી એની કથા સાંભળવાને શ્રોતાઓ ઘણા આવતા હતા, ને તેથી એને પ્રાપ્તિ પણ ઠીક થતી હતી; અને તે પરથીજ એને પ્રાકૃત કવિતા કરવાનો શોખ વિશેષ થયલો હોવો જોઇએ. એણે પ્રાકૃતમાં કથા કરવા માંડી તેથી એને વડોદરાના પુરાણીઓ સાથે ઘણી તકરાર થઈ હતી. ત્યારે પ્રેમાનંદે ગર્વથી કહ્યું હતું કે તમો ભાગવત ભારતની કથા કરો છો, પણ તમો કોળવાઈ મારીને ફર્યા કરો તેવું કરીશ. હું પ્રાકૃતમાં ભાગવત કરી કથા કરીશ, તો તમને કોઈ સાંભળશેએ નહીં. પછી એણે ભાગવતના જૂદા જૂદા સ્કંધો કાવ્યમાં રચ્યાં હતા, ને તેની કથા પણ થયલી સંભવે છે.

એની કવિતા તથા કથાની ખ્યાતિ સુરત અને નંદરબાર સુધી થયલી હતી. સુરતમાં રહીને પણ તેણે કેટલીક વેળા કથા કીધી જણાય છે. અમારા મિત્ર રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ કરેલી શોધ પ્રમાણે, “પ્રેમાનંદે ત્રણ

વખત સુરતમાં કથા કરી છે. એક વાર ચારખાનાનાને ચકલે, એક વાર ધીને કાંટે ને એક વાર જદાખાડીમાં. સુરતમાં લીંબુ શેરીને નાકે મોહનદાસ નામના કણબીને ત્યાં એ ઉતારો કરતો હતો. આ મોહનદાસ દેવીભક્ત હતો; પણ કથાનો ઘણો શોખીન હતો; ને તેથી તેણે ઘણાક પુરાણી અને ગાગરિયા ભટોને આશ્રય આપેલો છે." સુરતમાં કથા કરતાં વખતો વખત પ્રેમાનંદ નંદરબાર જતો હતો. તેને ત્યાંના ઠાકોરનો આશ્રય હતો એમ કેટલાક તરફથી કહેવામાં આવે છે, પણ જે વૃત્તાંત એ કવિ સંબંધી ભાઈ ઇચ્છારામ મેળવી શક્યા છે, તે પરથી જણાય છે કે ત્યાંના રાજાનો પુત્ર વીરસિંહ, એ કવિનું ઓખાહરણ સાંભળીને ઘણો ખુશ થઈ ગયો હતો. તેથી તેણે પોતાના પિતા ભૂપતસિંહના મ્હોડા આગળ કવિની ઘણી તારીફ કીધી, ને ઓખાહરણ દરબારમાં વાંચી સંભળાવવા કવિને તેડાવ્યો. કવિએ ઓખાહરણ ફક્કડ રીતે વાંચ્યું ને તેથી સભા સંતુષ્ટ થઈ. રાજાએ થોડુંક ઇનામ આપ્યું, ને કહ્યું કે કોઈ રાજકુ..નું આખ્યાન લખો. એ વખતે રાજાની એક રાણી મરણ પામેલી હતી ન રાજા શોકમાં હોવાથી દુઃખમાં દીલાસો મળે તેવા હેતુથી કવિએ નળાખ્યાન લખવું શરૂ કીધું, ને સંવત ૧૭૪૨ માં પૂરૂં કીધું; પણ તેટલામાં ઠાકોરનો પાટવી કુંવર વીરસિંહ મરણ પામવાથી પ્રેમાનંદનો પાછળથી કોઈએ ભાવ પુછ્યો નહીં, ને તેથી કવિની કેટલીક આશા નષ્ટ થઈ. કવિએ નળાખ્યાન કર્યું છે તે એના સઘળાં કાવ્યોમાં સર્વોપરી છે.

આ કવિએ ઘણાં કાવ્યો લખ્યાં છે. જે ગ્રંથો અમારા જોવામાં આવ્યા છે તે ગ્રંથોની ટીપ અમે હેઠળ આપીએ છીએઃ—

૧ દશમસ્કંધ.
૨ અષ્ટમસ્કંધ.
૩ સપ્તમસ્કંધ.
૪ ડાંગવ આખ્યાન.
૫ ઋષ્યશૃંગ આખ્યાન.
૬ નળાખ્યાન.
૭ ચંદ્રહાસ આખ્યાન.
૮ બભ્રુવાહન આખ્યાન.
૯ મૃદાલસા આખ્યાન.
૧૦ વામનાખ્યાન.
૧૧ અભિમન્યુ આખ્યાન.
૧૨ સુધન્વા આખ્યાન.
૧૩ દ્રૌપદી વસ્ત્રાહરણ.
૧૪ સુભદ્રાહરણ.
૧૫ ઓખાહરણ.
૧૬ લક્ષ્મણાહરણ.

૧૭ વલ્લભ ઝગડો.
૧૮ મામેરૂં.
૧૯ નૃસિંહ મેહેતાની હુંડી.
૨૦ નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ.
૨૧ નૃસિંહ મેહેતાના પુત્ર શામળશાનો વિવાહ.
૨૨ ભ્રમર પચીસી.
૨૩ દાણલીલા.
૨૪ રણયજ્ઞ.
૨૫ રઘુવંશ કાવ્ય.
૨૬ વિવેક વણજારો.
૨૭ સુદામા ચરિત્ર.
૨૮ સ્વર્ગનિસરણી.
૨૯ હરિવંશ.

એ કવિએ બીજા ગ્રંથો કીધા છે, પણ જે અમારા જોવામાં આવ્યા નથી, પણ માત્ર નામ સંભળાય છે તેની ટીપ અત્રે આપીએ છીએ.

૧ મહાભારત.
૨ સંપૂર્ણ ભાગવત.
૩ સંપૂર્ણ રામાયણ.
૪ હારમાળા.
૫ કર્ણચરિત્ર.
૬ ભીષ્મચરિત્ર.
૭ રેવાખ્યાન.
૮ અશ્વમેધ.
૯ નરકાસુરાખ્યાન.
૧૦ વ્રજવેલ.
૧૧ ત્રણ નાટક (જેનાં નામ માલમ નથી.)
૧૨ દ્રૌપદીહરણ.
૧૩ અષ્ટાવક્ર આખ્યાન.
૧૪ રૂક્મિણી હરણ.
૧૫ માર્કંડેય પુરાણ.

આટલા ગ્રંથોની ટીપ આપી છે તોપણ પ્રેમાનંદના કરેલા નક્કી કેટલા ગ્રંથ છે તે કોઈ પણ રીતે કહી શકાતું નથી.

એના કાવ્ય ગ્રંથો માટે વિચાર આપવાનું કામ દુર્ઘટ નહીં, તોપણ અઘરૂં તો ખરૂં. આ સર્વોપરી કવિનાં કાવ્યો ગુજરાતમાં બહુ લોકપ્રિય છે એમાં ના પડાશે નહીં. દશમસ્કંધ ને નળાખ્યાન ચોમાસામાં શહેરમાં ને ગામડામાં ઘેરઘેર ગવાય છે; મામેરૂં સ્ત્રીઓના સીમંત પ્રસંગે રંગ આપે છે; ચૈત્ર માસમાં ઓખાહરણ ગાજી રહે છે; ભાદ્રપદમાં–શ્રાદ્ધ પક્ષમાં નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ ગવાય છે; સુદામાચરિત્ર ને હુંડી પણ વખતો વખત લોકોને આનંદ આપે છે; સ્વર્ગ નિસરણી બારણા આગળ બ્રાહ્મણો ગજાવે છે. એવી રીતે કોઈ પણ કવિની કવિતા ગુર્જર પ્રદેશમાં રંગ આપતી

જણાતી નથી. કવિની કવિતા વર્ણનરસ ને વર્ણનશૈલીમાં ખુબીદાર છે; ને વિષયનું રૂપ બાંધી તે દર્શાવવાની શક્તિ, શ્રોતાનાં મન હરણ કરવાની શક્તિ, જેટલી પ્રેમાનંદની કવિતામાં છે તેટલી બીજા કવિની કવિતામાં નથી. કવિને રસાલંકારનું ઉત્તમ જ્ઞાન હોય તેમ લાગે છે, ને તેથી જેવો તેણે પોતાની કવિતામાં રસ મૂકયો છે તેવો દયારામભાઈની કવિતામાં પણ નથી. નૃસિંહ મેહેતા સંબંધી કવિતામાં સાંસારિક જ્ઞાન એવી તો ઉત્તમ રીતે દર્શાવ્યું છે કે તેનું ચિત્ર પણ પાડી શકાય. એ પુરાણ કથા વાંચતો હોવાથી શ્રોતાને કેમ રંજન કરવા તે શક્તિ ઉત્તમ પ્રકારની એનામાં હતી.

કવિ નર્મદાશંકર લખે છે કે 'નળાખ્યાનમાં કરૂણાનું પ્રાધાન્ય ને શૃંગાર હાસ્ય એ (રસો) છે.........એનો (પ્રેમાનંદનો) સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાયલો નળાખ્યાનનો છે.'

કવિનો સ્વભાવ કવિતા તરફ જોતાં, માયાળુ વિવેકી ને સાથે વિનોદી હતો. ઠાવકી મજાક કરવામાં, કોઈને બનાવવામાં એ ચઢતો હતો, પણ તેમાં વિવેક ચૂકતો નહીં. એ વળી નિરભિમાની હતો–જો કે પ્રસંગોપાત અભિમાનનાં વાકય જણાય છે તો પણ મદાભિમાન એનામાં નહોતું. એની કવિતા રસિક, બોધક, મોહક, આનંદ દેનારી ને મન હરનારી છે. સંસાર વિષય સમજનાર એ નિપુણ, હસાવવામાં મગ્ન ને નિવૃત્તિ આનંદમાં નિમગ્ન હતો. તે સંસાર ઉપાધિથી દાઝતો, પણ કાવ્યરસમાં રાજતો.

તા. ૧–૬–૮૯

(કડવાં ૧ થી ૨૫ ના ભાગ ૧ લામાં આપેલું)

# નળ અને દમયન્તી ચરિત્ર.

(નર્મકથાકોષ ઉપરથી)



નળ એ દ્વાપરના અન્તમાં થયલો સૂર્યવંશી રાજા-નિષધ દેશના વીરસેનનો પુત્ર હતો. એ સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદ નિપુણ ને પુણ્યશીલ હતો. એની કથા એની સ્ત્રી દમયન્તીના સંબંધમાં આ પ્રમાણે છે. વીરસેનની રાજસભામાં વિદર્ભ દેશના ભીમક રાજાની કન્યા દમયન્તીનાં સ્વરૂપ શૃંગારવર્ણન થયા કરતાં તેથી નળનું હૃદય વિંધાયું હતું ને એ ઉદાસ રહેતો. એક દિવસ વનમાં ગયો ત્યાં એણે સુંદર હંસોની પંક્તિ દીઠી. નળના કરકમળમાં મુક્તામાળ જોઈને એક હંસ નળના હાથ ઉપર ચઢ્યો, ને મનુષ્યવાણીથી બોલ્યો કે રાજા મારો ઘાત ન કરીશ-દમયન્તી તને મળે તેવો હું યત્ન કરીશ. નળે કહ્યું તને હું મારા પ્રાણ કરતાં વધારે ગણીશ, પણ હમણાં ને હમણાં તું વિદર્ભ દેશ જઈને દમયન્તીને સમજાવ. પછી હંસ દમયન્તીની વાડીમાં જ્યાં તે બેઠી હતી ત્યાં ગયો. સખીઓએ પકડવા માંડ્યો પણ તે તેના હાથમાં ન આવ્યો, પણ જ્યારે દમયંતીએ તેને બોલાવ્યો ત્યારે તે તેની પાસે આવ્યો ને બોલ્યો કે હે રાજપુત્રી, હું ત્રિભુવનમાં ફરી વળ્યો છઉં પણ નળના જેવો સુકુમાર સ્વરૂપસુંદર મેં બીજો જોયો નથી; ને એવાં ઘણાંક વખાણ કર્યાં. એ સાંભળી દમયન્તી પણ નળ સાથે પરણવાને લોભાઈ ને એણે હંસને કહ્યું કે તું જા ને નળને કહે કે મેં મનથી તમને વરમાળ પેહેરાવી છે માટે મારા પિતા સ્વયંવર રચે તેમાં ઉતાવળા આવજો. હંસે જઈ નળને કહ્યું ને થોડા દિવસ પછી ભીમકને ત્યાંથી નળને તેડું આવ્યું. એવું બન્યું કે નારદે ઇંદ્ર સભામાં દમયન્તીનાં વખાણ કરેલાં તેથી ઇંદ્ર, યમ, અગ્નિ ને વરૂણ એ ચારે સ્વયંવરમાં આવતા હતા. વાટમાં નળ મળ્યો તેને ઇંદ્રે કહ્યું કે લોકોમાં તું પુણ્યશીળ કેહેવાય છે માટે તારે પોતાનો સ્વાર્થ છોડી દઈ અમારા દૂત રૂપે થઈ દમયન્તીને એવો બોધ કરવો કે

જેથી તે અમારામાંના એકને વરમાળ ઘાલે. નળે કહ્યું કે અંતઃપુરમાં મારાથી કેમ જવાશે ? ત્યારે ઇંદ્રે કહ્યું કે દમયન્તી વગર બીજું કોઈ તને દેખશે નહીં. પછી નળ અંતઃપુરમાં ગયો એટલે મુખ જોતાં વારને દમયંતીએ જાણ્યું કે એજ મારો પ્રિતમ છે. નિષધરાજાએ પોતાનું ખરૂં નામ ન કહ્યું પણ બોલ્યો કે હું ઇંદ્ર, યમ, અગ્નિ, વરૂણનું દૂતત્વ કરવા આવ્યો છું–તેઓ તારા સૌંદર્ય ઉપર આસકત છે. માટે એ ચારમાંથી એકને તું વરમાળ પેહેરાવ. દમયન્તી બોલી કે, ધનુષમાંથી બાણ છૂટયું તે પાછું કેમ ફરે. માટે મેં મારૂં મન નળને સમર્પ્યું છે તે બીજા કોઈ ભણી હવે જનાર નથી–નળ વિના બીજા પુરૂષ મારે મન પિતા, ભાઈ અથવા પુત્ર સરખા છે. પછી નળે દેવતાઓ પાસે આવી વર્તમાન કહ્યા. ત્યારબાદ સ્વયંવરમાં તે ચાર દેવતાઓએ નળનું રૂપ ધારણ કર્યું હતું તેથી દમયન્તી વિચારમાં પડી ને દેવચિહ્નના ઉપર લક્ષ આપી જોયું તો તે દેવતાઓ અંતરીક્ષ આસને હતા ને નિષધનળ પૃથ્વી પર હતો. તરતજ દમયન્તીએ નિષધનળને વરમાળ પેહેરાવી દીધી. પછી તે દેવતાઓ નળદમયંતીને આશીર્વાદ દઈ વર આપી અંતર્ધ્યાન થયા અને નળ દમયંતીને લઈને પોતાને નગર ગયો. પછી દમયંતીને ઇંદ્રસેન કુંવર અને ઇંદ્રસેના કુંવરી એમ બે સંતાન થયાં. એ સમયે કળી સ્વયંવરમાં આવતો હતો તેને ઇંદ્રાદીએ જ્યારે કહ્યું કે દમયંતી તો નળને પરણી ચૂકી ત્યારે તેણે નિશ્વાસ મૂકયો ને પછી ક્રોધે ભરાઈ નળદમયંતીને દુઃખ દેવાનો વિચાર કીધો. નળના પિત્રાઈ ભાઈ પુષ્કરને નળ સાથે દ્યૂત રમવાને ભંભેર્યો. દ્યૂતમાં નળ સર્વસ્વ હાર્યો ત્યારે એણે પોતાના કુંવર કુંવરીને ભીમક પાસે મોકલાવી દીધાં. જ્યારે પુષ્કરે કહ્યું કે દમયંતીની હોડ કરી દ્યૂત રમ ત્યારે નળે તે સાંભળ્યાં કીધું. પછી પુષ્કરે તેઓનાં વસ્ત્રાભૂષણ હરી લઈને તેમને કહ્યું કે મારા નગરમાંથી નીકળો ને ઢંઢેરો પીટાવ્યો કે જે કોઈ નળ સાથે ભાષણ કરશે તેને તત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી નળદમયંતી એકેક વસ્ત્રે નગર બહાર ત્રણ દિવસ નિરાહાર રહ્યાં–કોઈ બારણે ઉભું ન રાખે ને કોઈ ભાષણ ન કરે. ચોથે દિવસે એઓએ વનમાં પ્રવેશ કર્યો તો ત્યાં એક પુષ્ટ બગ નજરે પડયો. રાજા તેને પકડવા જેમ જેમ પૂઠે દોડે તેમ તેમ તે દૂર જતો જાય, તેથી નળે

પોતાનું પહેરેલું વસ્ત્ર કહાડી તેના ઉપર નાંખ્યું એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયો, ને રાજા નગ્ન થઈ રહ્યો. પક્ષીએ ઉડતાં ઉડતાં કહ્યું કે હું પુષ્કરની તરફનો છું ને તારૂં વસ્ત્ર લઈ જાઉં છું. નળ ક્ષુધાથી પીડિત દીન વદને આમ તેમ જોતો હતો, એવામાં કળી મચ્છ રૂપે એક પાસેના તળાવની બહાર પડયો. એને જોતાંજ નળે તેને માર્યો ને દમયંતીના હાથમાં આપ્યો. એ તેને ધોવા તળાવની પાસે બેઠી ને મચ્છના મ્હોમાં આંગળી ઘાલી દુર્ગંધી કહાડવા જાય છે એવે આંગળીમાંથી અમૃતસ્રાવ થયો ને મચ્છ સજીવન થઈ તળાવમાં જતો રહ્યો. દમયંતીએ બ્હીલે મ્હોડે બનેલી વાત નળને કહી પણ એણે તે ન માન્યું; એજ ખાઈ ગઈ એમ જાણી તેનો તિરસ્કાર કર્યો. પછી દમયંતીએ પોતાના વસ્ત્રનો એક છેડો નળને કહાડી આપ્યો ને સૂર્યાસ્ત થયો એટલે બંને એક વૃક્ષ નીચે સુતાં. દમયંતી ભર નિદ્રામાં પડી હતી તેના સામું નળે જોયું તો તેની પૂર્વસ્થિતિનો વિચાર તેને આવ્યો ને એથી ઘણું દુઃખ કરવા લાગ્યો. એણે વિચાર્યું કે એને છોડી હું જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એટલામાં કળી પાળી રૂપે નીચે પડયો ને નળે અર્ધવસ્ત્ર કાપી દમયંતીથી છુટો થઈ ચાલવા માંડયું.

દમયન્તીએ જ્યારે જાગીને જોયું તો નળ અર્ધવસ્ત્ર કાપી જતો રહેલો ને એથી તે મુર્છા ખાઈ પડી–પછી કેટલીક વારે સાવધ થઈ નળને પોકારતી તે વનમાં ભટકવા લાગી. માર્ગમાં એક અજગર મ્હોડું વકાશી પડયો હતો તેના મુખમાં તેનો પગ પડવાથી તેણે તે ગળવા માંડયો. દમયન્તીએ ચીસ પાડી નળનો પોકાર કર્યો. તે એક પારધીએ સાંભળ્યો ને એણે આવી અજગરને મારી દમયન્તીને મુક્ત કરી. એ પારધી એનું રૂપ જોઈ કામાતુર થયો ને આલિંગન કરવા જતો હતો તે વેળા દમયન્તીએ તેને બહુ સમજાવ્યો પણ ન માન્યું, ત્યારે તેને શાપ દઈ બાળી ભસ્મ કર્યો. દમયન્તી ઉત્તર પંથે જવા લાગી તો માર્ગમાં એક મહાતાપસને દીઠા ને એને તેણે નળ સંબંધી જ્યારે પૂછ્યું ત્યારે તાપસે કહ્યું 'તને તારા સ્વામીનો મેળાપ હવે વહેલો થશે.' આગળ ચાલતાં દમયન્તીને નદી તીરે કેટલાક સોદાગરો મળ્યા, તેઓના સંઘમાં તે રાતે રહી. એવું બન્યુ કે ત્યાં વનના હાથીઓનું ટોળું પાણી

પીવા આવ્યું. તેઓએ સર્વનો સંહાર કરવા માંડ્યો એટલે સૌ ન્હાસવા લાગ્યા. દમયન્તી ન્હાસતી એક વનમાં આવી ને સવાર થઈ એટલે કેટલાક સોદાગરોની પાછળ તેણે ચૈધવસુપુરીમાં આવીને નગ્રમાં પ્રવેશ કર્યો. અહીંના રાજા સુબાહુની માએ તેને દીઠી ને પછી દમયન્તીને પાસે બોલાવી તું કોણ છે એવું પૂછ્યું. દમયન્તીએ પોતાનું નામ જણાવ્યા વગર કેટલીક વાત કહી. પછી રાજમાતાએ કહ્યું કે તું અહીં રહે; દમયન્તી બોલી કે હું કોઈનું ઉચ્છિષ્ટ ભોજન ન કરૂં, પાદપ્રક્ષાલન ન કરૂં ને બીજા કોઈ સાથે ભાષણ ન કરૂં, એવું હોય ને મારા પતિની ખોળ કરાવો તો રહું. રાજમાતાએ તે કબૂલ કર્યું ને પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપ્યું. પછી દમયન્તી સુનંદા નામની રાજકન્યા સાથે અહીં રહી.

દમયન્તીને છોડી નળ ચાલતો થયો હતો. તેણે પ્રથમ તો વનમાં ભયંકર દાવાનળ બળતો દીઠો ને કોઈની ચીસ સાંભળી. પછી તેણે જઈ જોયું તો ત્યાં એક મોટો નાગ બળતો હતો. નાગે નળને કહ્યું મારૂં નામ કર્કોટક છે ને હું નારદના શાપથી અહીંયાં બળ્યાં કરૂં છું; પણ નારદે મને ઉશાપ આપ્યો છે કે નળ રાજા તને છોડાવશે, માટે મને મુક્ત કર. પછી નળે તેને ઉંચકી ખાંધ ઉપર નાંખ્યો ને નીચે મૂકવા જાય છે એટલામાં તેણે નળને હાથે દંખ દીધો. એની વિષજ્વાળથી નળ કાળો અને કદરૂપો થઈ ગયો. કર્કોટકે નળને કહ્યું કે તારૂં રૂપ છુપાવવા મેં દંખ દીધો છે ને પછી એક વસ્ત્ર આપી કહ્યું કે તારી અવધ પુરી થાય એટલે આ વસ્ત્ર મારૂં સ્મરણ કરી પહેરજે– તારૂં રૂપ પૂર્વવત્ થશે ને દમયંતી તથા રાજ પાછાં મળશે. પછી નળ અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં ગયો ને બાહુક નામ ધારણ કરી કહ્યું કે હું નળનો સારથી છું ને અશ્વમંત્ર જાણું છું. પછી ઋતુપર્ણે એને સર્વ સારથીઓનો ઉપરી કરી અશ્વશાળામાં રાખ્યો. અહીં એ નિત્ય રાતે દમયંતીને સંભારી વિલાપ કરે. બીજા સારથીઓએ તેને એમ કરવાનું કારણ પૂછવાથી નળે કહ્યું કે કોઈ ભેદ બુદ્ધિ માણસ પોતાની રત્ન જેવી સ્ત્રીને વનમાં ત્યાગ કરી જતો રહ્યો ને પછી તે મૂર્ખ શોક કરવા લાગ્યો તેની રીતી હું સહજ કરી દેખાડું છું.

દમયન્તીના પિતાએ દેશોદેશ નળદમયન્તીને શોધવા બ્રાહ્મણો મોકલ્યા હતા, તેમાં સુદેવે ચૈદ્યવસુપુરીમાં આવી દમયન્તીને ઓળખી. દમયન્તીએ પણ તેને ઓળખ્યો ને પછી તે રડી પડી. સુનંદાએ વિસ્મિત થઈ સુદેવને દમયન્તી વિષે પૂછયું ત્યારે તેણે કહ્યું કે એ તારી મસિઆણ બેન દમયન્તી છે. પછી સૌએ તેને પ્રથમ ન ઓળખી તેનો પશ્ચાત્તાપ કર્યો ને દમયન્તી સર્વનો ઉપકાર માની સુદેવ જોડે પોતાના પિતાને ઘેર ગઈ. અહીંથી દમયંતીએ નળની શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા હતા, તેમાંથી પર્ણાદ નામનો વિપ્ર સમાચાર લાવ્યો કે તમારી વાત સાંભળી માત્ર એક અયોધ્યાનો રાજસારથી નામે બાહુક ઘણો શોક કરવા લાગ્યો; પછી દમયંતીએ સુદેવને ઋતુપર્ણ પાસે મોકલ્યો ને કહેવડાવ્યું કે દમયન્તી ફરી સ્વયંવર કરે છે ને કાલે પ્રાતઃકાળે મુહૂર્ત છે માટે જે રાજા વહેલો આવશે તે વરમાળ પેહેરશે. રાજાએ બાહુકને બોલાવી વર્તમાન કહ્યું. બાહુક બોલ્યો કે સૂર્યોદય થતાં પહેલાં પહોંચાડીશ. પછી બાહુકે મરકટ જેવા અશ્વ જોડી રથ તૈયાર કર્યો. ઋતુપર્ણે તે જોઈ પુષ્ટ અશ્વ જોડવાનું કહ્યું. બાહુક કહે કે હાથી મોટા હોય છે ને સિંહ નાનો હોય છે માટે શું હાથી સિંહ કરતાં બળવાન છે? પછી બાહુકે અશ્વના કાનમાં મંત્ર મૂક્યો કે તે પવન વેગે ઉડ્યા. માર્ગમાં રાજાનું વસ્ત્ર પડી ગયું ત્યારે તેણે બાહુકને રથ ઉભો રાખી તે લાવવાનું કહ્યું. બાહુકે કહ્યું કે તે વસ્ત્ર હવે દશ યોજન દૂર રહ્યું છે. એવામાં ત્યાં એક બ્હેડાનું વૃક્ષ જોઈ રાજાએ ગણિત કરી તેનાં પાતરાં ને ફળ કેટલાં છે તે કહી આપ્યું; પછી ઋતુપર્ણની ઇચ્છાથી બાહુકે તેને અશ્વમંત્ર આપ્યો ને પોતે તેની પાસેથી ગણિતવિદ્યા લીધી. એ વિદ્યાના બળથી નળના અંગમાંથી કળી નીકળી મૂર્તિમંત ઉભો રહ્યો, ને કહ્યું કે મેં તારો બહુ છળ કર્યો છે, માટે તારી કથા સાંભળશે તેને હું નહીં પીડું. પછી કળીએ બ્હેડાના વૃક્ષમાં પ્રવેશ કર્યો. બાહુકે રથ હાંક્યો ને વિદર્ભ જઈ પહોંચ્યા. દમયંતી આદિએ રથની ગતિ જોઈ જાણ્યું કે તે નળજ છે. ઋતુપર્ણે ત્યાં સુનકાર જેવું દીઠું પણ ભીમકે તેનું ઘણું સન્માન કર્યું. નળ બાહુક અશ્વશાળામાં ઉતર્યો. અહીં દમયંતીએ તેની પરીક્ષા કરવા કેશિની નામની દૂતી મોકલી ને એણે બાહુકને નળના સમાચાર જાણતા હેઃ તો કહો એમ પૂછયું. બાહુકે ઉત્તર દીધો કે તે કાયા કરૂપ કરી કોણ

જાણે ક્યાં ગુમ રહ્યો હશે. એ ઉત્તર દમયંતીએ જાણ્યો એટલે દાસીને કહ્યું, કે એને કંઈ અન્નઉદક આપશો નહીં ને આ બાળકોને લઈ ત્યાં બેસી એની ચિકિત્સા જોયા કરો. દાસી બંને બાળકને લઈ ત્યાં ગઈ. બાહુકે તેઓને દીઠાં એટલે તેની આંખમા આંસુ આવ્યાં ને પછી તેણે બાળકોને છાતી સાથે સારી પેઠે ચાંપ્યાં. બાહુકે દાસીને કહ્યું મારાં બાળકો મને સાંભરવાથી મેં એમ કર્યું. જ્યારે બાહુકે કોરા કુંભને મંત્રવડે જળથી ભર્યો, ને ઘાસને ફુંકી અગ્નિ પ્રગટ કર્યો ત્યારે દમયંતીને નિશ્ચય થયો કે તેજ નળ છે. ભીમકે એ સર્વે જાણ્યું ને પછી બાહુકને સભામાં બોલાવ્યો ત્યાં એ પોતાના લગ્નસમારંભનું સ્થાન જોઈ ઘણો ખેદ પામ્યો ને નીચું ઘાલી બેઠો. એવામાં આકાશ વાણી થઈ કે હે નળરાજા, હવે તારૂં રૂપ પ્રગટ કર. પછી બાહુકે નાગનું સ્મરણ કરી તેનું આપેલું વસ્ત્ર પહેર્યું કે તે પૂર્વરૂપ થઇ રહ્યો. દમયંતી આદિ સર્વ પ્રસન્ન થયાં ને ઘણાં દાન ધર્મ કર્યાં. પછી નળ રાજા અપાર સૈન્ય લઇ દમયંતિ સહિત પોતાના દેશમાં આવ્યો ને પુષ્કરને બોલાવી કહ્યું કે મારી સાથે દ્યૂત રમ કે યુદ્ધ કર. નળે દ્યૂત રમી સર્વ રાજપાટ પાછું જીતી લીધું ને પુષ્કરની દયા જાણી તેને એક ગામ આપ્યું. પછી નળરાજા સ્વસ્થપણે ધર્મરાજ કરી કેટલેક કાળે દમયંતી સહિત સ્વર્ગે ગયો.

---

પ્રેમાનંદે નળાખ્યાનમાં પોતાના વર્ણનને રસમય અને રમુજી કરી શોભાવવા સારૂ પ્રસંગોપાત મહાભારતના વનપર્વના અધ્યાય પર–૭૯ માં આપેલી નળની કથામાં વધારો તેમજ ફેરફાર કરેલો છે. નર્મકથાકોષમાંથી લીધેલી ઉપરની હકીકત મહાભારતને અનુસરતી છે.

---

## કડવું ૨૬મું. રાગ મારૂ.

વાગી સ્વયંવરમાં હાક, તે નળ આવ્યો રે; ૧૦૭૫
ભાગાં ભૂપ સર્વના નાક,[1] એ નળ આવ્યો રે.
જાણે ઉદયો નૈષધભાણ, તે નળ આવ્યો રે;
અસ્ત થયા સહુ તારા સમાન, એ નળ આવ્યો રે.
તેજ[2] અનંત અનંગનું અંગ, તે નળ આવ્યો રે;
જાણે કાયા કનકનો રંગ, એ નળ આવ્યો રે. ૧૦૮૦
ઝળકે ઝળહળ જ્યોત, તે નળ આવ્યો રે;
મુગટ પર ચળકે ઉદ્યોત,[3] એ નળ આવ્યો રે.
જ્યોત[4] રવિની પેર કુંડળ લેહેકે, તે નળ આવ્યો રે;
અરગજા અંગે બેહેકે, એ નળ આવ્યો રે.
શોભે વદન પુનેમનો ચંદ, તે નળ આવ્યો રે; ૧૦૮૫
કમળનયન પ્રેમનાં ફંદ, એ નળ આવ્યો રે.
જાણે નાસા કીરની ચંચ, તે નળ આવ્યો રે;
કોયે ને દેખે સરખા પંચ, એ નળ આવ્યો રે.
કંઠે ગજમુક્તાનો હાર, તે નળ આવ્યો રે;
કર કુંજરશુંડાકાર, એ નળ આવ્યો રે. ૧૦૯૦

---

૧. 'તાક' (પ્ર. ૩, ૪).
૨. 'જે' (પ્ર. ૧, ૩).
૩. 'વિદ્યોત' (પ્ર. ૧, ૩); 'રવિદ્યોત' (પ્ર. ૪).
૪. 'જાણે રવિ મંડળ કાને લેહેકે' (પ્ર. ૪).

હૃદે નાભી કમળ શોભાળ, તે નળ આવ્યો રે;
કટીએ જીત્યો કુંજરકાળ, એ નળ આવ્યો રે.
ચાલતો શારદુલની ગત્ય, તે નળ આવ્યો રે;
નીરાસ થયા નરપત્ય, એ નળ આવ્યો રે.
એતો દમયંતીનો પ્રાણ, તે નળ આવ્યો રે; ૧૦૯૫
હવે એ પરણશે નીરવાણ, એ નળ આવ્યો રે.
કન્યાને થયું તવ જાણ, તે નળ આવ્યો રે;
જેનું હંસે કીધું વીખાણ, એ નળ આવ્યો રે.
તેજે તો તપે જાણે ભાણ, તે નળ આવ્યો રે;
શીતળતાએ સોમ સમાન, એ નળ આવ્યો રે. ૧૧૦૦
ગતે કરીને જેવો વાય, તે નળ આવ્યો રે;
મહિમાએ શંકર રાય, એ નળ આવ્યો રે.
મનસ્થિરતાયે જેમ મેર, તે નળ આવ્યો રે;
જાણે ધને બીજો કુબેર, એ નળ આવ્યો રે.
સતવાદી શિબિ[5] સમાન, તે નળ આવ્યો રે; ૧૧૦૫
ઐશ્વર્યે નિઘોષ[6] રાજાન, એ નળ આવ્યો રે.
એતો જુદ્ધે જાણે ઈન્દ્ર, તે નળ આવ્યો રે;
ત્યાગી જેહેવો હરિશ્ચન્દ્ર, એ નળ આવ્યો રે.
વિદ્યાએ[7] ગુરૂ શુક્ર જેમ, તે નળ આવ્યો રે;
દુખહર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યો રે. ૧૧૧૦
દમયંતી ઘણું હરખે, તે નળ આવ્યો રે;
રખે વાર લાગે મન ફર્કે, એ નળ આવ્યો રે.

---

૫. 'શિબિર' (પ્ર. ૧, ૩).

૬. 'નિર્ધુષ' (પ્ર ૧, ૩).

૭. 'આ બે લીટી પ્રત ૨ માંજ' છે.

એક આસને બેઠી નાર, તે નળ આવ્યો રે;
દાસી ઉંચલી ચાલે ચાર, એ નળ આવ્યો રે.
શોભે સુંદર અતિસ કુમાર[૮], તે નળ આવ્યો રે; ૧૧૧૫
જઈ પોહોતાં મંડપદ્વાર, એ નળ આવ્યો રે.

વલણ

બાહેર પધારયાં પ્રેમદા, ચતુરા ઉંચલે ચાર રે;
નળ બેઠો સિંઘાસન, ચતુરા ચિંતતી[૯] તેણી વાર રે.

## કડવું ૨૭મું. રાગ સારંગ.*

મંડપ મધ્યે માનુની, આસન બેઠી જાય;
સ્વયંવર[૧૦] સુભટ ને સુંદરી, વર્ણવું તે શોભાય. ૧૧૨૦

### છંદ—હરિગીતની ચાલ.

ટીપ. કડવાનો મુખ્ય ભાગ પૂરણું, ચૂરણું. લક્ષણુવંતયં, માલયં એ પ્રમાણે ઘણીખરી પ્રતોમાં છે તે મુજબ આમાં લીધું છે, અને તેથી તે વધારે પ્રતોવાળો આધાર માન્ય રાખી, તેમાંની લીટીઓ આપી છે બૃહત્ કાવ્યદોહનમાં પૂરણા, ચૂરણા, લક્ષણવંતી એ, વગેરે મુજબ છે તેથી તે શબ્દો કૌંસમાં આપ્યા છે, તેમ જાણવા જેવા પાઠાંતર પ્રત જણાવી નીચે આપ્યા છે.

ભીમક તનયા, રૂપ બનયા, રસાલી[૧] રંગ પૂરણું (પૂરણા);
નરાંગના, દેવાંગના, માનની માનજ[૨] ચૂરણું (ચૂરણા).

---

૮. 'અતિસે કુમાર' (પ્ર. ૧, ૩); 'અતીશે સુકુમાર' (પ્ર. ૪).
૯. 'ત્યાંહી મંન તદાકાર રે' (પ્ર. ૪).
* કલ્યાણી (પ્ર. ૩); ભીમક પલાશની દેશી સંગીત (૧૮૭૫).
૧૦. 'સ્વયંવરમાંહાં' (પ્ર. ૪).
૧. 'રસીલી' (પ્ર. ૨, ૪).
૨. 'મનમદ' (પ્ર. ૨).

દુઃખ[3] મોચના, મૃગ[4]લોચના, લલિત[5] લક્ષણુ વંતયં (લક્ષણુવંતિ એ);
મન[6] ઓહોલાસિક, વેણુ વાસિક, અલકા ઉપર માલયં (અલક લટ
વિલસંતિ એ).
રાખડી અમૂલ, શીશ ફૂલ, શેંથે સિંદુર શોભયં (શોભિયાં); ૧૧૨૫
ઝાલ ઝલકિત, રત્ન ચલકિત, ભૂપતિ મન લોભયં (લોભિયાં).
સુધા[7] સિંધુ, વદન ઈંદુ, ભૃગુટી ભ્રમર એ ગુંજયં (ગુંજછે);
નેત્ર[8] અમલ, જુગ્મ કમલ, બહુ રંગ પુલી કુંજયં (કુંજછે).
અણીયાળાં અંજન,[9] ચપળ ખંજન,[10] મીન મૃગ દ્વે હારયં
(હારિયાં);
પડ્યા રાય શૂરા,[1] ઘાયે પૂરા, કટાક્ષ બાણે મારયં (બાણુ
કટાક્ષે મારિયાં). ૧૧૩૦
જુએ વિવિધ પેરે, નયણુ ઘેરે, તિલક ભાલે કિધયં (કીધલાં);
દીપક પ્રકાશ્યા, હેમ[2] નાશ્યા, હીંડે કરી મન લીધયં
(કીરનાં મન લીધલાં).
દાડેમ[3] બીજદંત, રસનાએ રસ અનંત, શોભે ચિબુક મધુકર
બાલયં (બાલરે);

---

૩. ' મોચની ' (પ્ર. ૨).
૪. ' લોચની ' (પ્ર. ૨).
૫. ' છે લલિત ' (પ્ર. ૨).
૬. ' નિજ મન ઉલાસી, વેણા વાસી, અલક લટ વિલસંતિએ ' (પ્ર. ૨); ' મન હોલાશીક, વયણુ વાશીક, અલકા ઉપર મલંતયં ' (પ્ર. ૪).
૭. 'મુખ સુધા સિંધુ, અધર બિંદુ' (પ્ર. ૨).
૮. 'બે નેત્ર નિર્મળ, દિસે છે કમળ, ફૂલ ફૂલ્યાં કુંજ છે' (પ્ર. ૨).
૯. 'આંજેલ અંજન' (પ્ર. ૨).
૧૦. 'ચંપક મૃગ દ્વો હારયં' (પ્ર. ૪); 'મીન મૃગ બે હરિયાં' (પ્ર. ૨).
૧. 'જાય પૂરા' (પ્ર. ૨).
૨. 'એમ' (પ્ર. ૨, ૪).
૩. 'શોભીત દાઢમ, બીજ રદ જ્યમ, ચિબુક મધુકર બાલરે' (પ્ર. ૨).

ગલુબંધ[4] જુગતા, હાર મુગતા, માણેક માંહે શોભાલયં
(શોભાળરે).
જુગ્મ[5]ભુજ અવળ,[6] અંબુજ બાજુ બંધ, ફૂમતાં ઝૂલયં (ઝૂલે);
હોયે[7] નાદ રંકણુ, છે ચુડી કંકણુ, મુદ્રીકા બહુ મૂલયં (મૂલે).
દશ અંગુલી, મુગની[8] ફળી, નખ જ્યોત નંગની ધારયં;
કુસુમ ગુચ્છ, ઉદય દ્રે કૂચ, કૂંજરકુંભસ્થળ કારયં.

૧૧૩૭ તથા ૧૧૩૮ની વચ્ચે બે લીટી વધારે છે, અને આ ચાર લીટી નીચે પ્રમાણે છેઃ—

"દશ આંગળી, મગની ફળી, નખ જોન્ય જ્યમ પુખરાજ છે;
ફુલના[9] મનોહર, હાર ઉપર, આભુષણુ બહુ સાજ રે.
પડિ વેણી કટિપર, જાણે વિષધર, આવી કરે પયપાન રે;
ગુછ કુસુમ ઉદે, કૂચ રૂદે, કુંજરકુંભસ્થળ માન રે." ૧૧૪૦
અલક[10] લલિતા, વેહે સલિતા, ઉદર પોયણુ પાનયં (પાનરે);
વિચિત્ર[1] વંક, કરી લંક, મેખલા ઘુગર ગાનયં (ગાનરે).
દ્વે[2] ઝંગ રંભા, કદળી સ્થંભા, હંસ ગજગતી હીંડયં (હીંડતી);

---

૪. 'ગળબંધ જુગતા, હાર મુક્તા, માણિકમય શોભાળ રે' (પ્ર. ૨).

૫. 'અબળાના અંબુજ, જ્યમ જુગળ ભુજ, બાજુબંધ ફુમતાં ઝુલે' (પ્ર.૨).

૬. 'અવલાં' ( ? અબળા ) (પ્ર. ૪).

૭. 'થાય નાદ રણઝણુ, ચુડી કંકણુ, મુદ્રિકા કર બહુ મૂલે' (પ્ર. ૨).

૮. 'મગની ફળી' (પ્ર. ૨, ૪).

૯. વધારાની બે લીટી પ્ર. ૧, ૩, ૪માં નથી.

૧૦. 'અલકાવલિ લલિતા, માલ સલિતા'. (પ્ર. ૨).

૧. 'છે ચિત્ર લંકી કટીવંકી, મેખલા ઘુઘર ગાનરે.' (પ્ર. ૨); 'વિચિત્ર લંક, કટીવંક, મેખલા ઘુઘેર ગાનયં' (પ્ર. ૪).

૨. 'બે જંઘા રંભા, તણુા થંભા, હંસ ગત્ય પગ છાંડતી' (પ્ર. ૨); 'દ્વે જંઘ' (પ્ર. ૪).

સુખપાલ મુકી, રાય ઢૂંકી, જાણે[3] પાય મોણે મોણે મંડયં (માંડતી).
નેપુર[4] ઝણુકત, બોલે અણુવટ, ઘુઘરી ઘન ઘોરયં (ઘોર છે); ૧૧૪૫
ઘાઘર[5] ઘમર, અમૂલ અંબર, ફૂલેલ છુટે દોરયં (દોર છે).
અગરબત્તી બળે, ચમર શિર ઢળે, રસિક[6] રાણુા રાજયં (રાજતી);
ગાય[7] ગીત લોલક, અંગ ઢોળક, મૃદંગ વેણા વાજયં(વાજતી).
કીરત[8] ઘણી, બોલે બંદણી, ચાલે સહસ્ર જ્યેષ્ટિકેદારયં (દાર);
પંચ[9] કામ બાણુ, કરી સંધાણુ, રાજપુત્ર હૃદે મારયં(મારે). ૧૧૫૦
ભરમાયા ભૂપ, પડયા મોહકૂપ, પ્રેમપાશે બંધયં (બાંધિયાં);
ઠામથી[10] ડગીયા, રીસાળ રગીયા, કો મીટ સાહામી ન સંધયં (સાંધિયાં).
આડા[1] ઉતરે, ખંખારા કરે, તોયે ભામિની ન ભાલયં (ભાળેરે);
આસનથી[2] પડ્યા, કો લડથડ્યા, શકે પોહોતા કાલયં (કાળે રે).
બોલી ન શકીયા, ચિત્ર લખીયા, કો નમે વારોવારયં (વારે વારે રે);
કો સમિપ ધશિયા, મુગટ ખશિયા, પુંઠેથી સેવક ધારયં (ધારે રે).

---

૩. 'જાય પગલાં માંડતી' (પ્ર. ૨) 'જિયે પાયે મુંણે મંડયં' (પ્ર. ૪).
૪ 'નેપુર ઝમકે, અણુઘટ ઠમકે, ધુઘરિનો ધમકાર છે' (પ્ર. ૨).
૫. 'ઘાઘરે ઘુઘર, અમુલ્ય અંબર, ફુલેલ છાંટયા અપાર છે' (પ્ર. ૨).
૬. 'રસિલિ રામા રાજતી' (પ્ર. ૨).
૭. 'ગાય ગીત કલોલક,' (પ્ર. ૨).
૮. 'વળિ કીર્તિ અતિ ઘણિ, બોલે બંદણિ, ચાલે જેષ્ટિકાદાર ત્યાં' (પ્ર. ૨).
૯. 'પંચ કામ બાણે, કરી સંધાણે, રાજપુત્રને માર ત્યાં' (પ્ર. ૨).
૧૦. 'ઠામથી ડગિયા, સ્વાર્થ રગિયા, સાંમિ મિટે સાંધિયા' (પ્ર. ૨).
૧. 'કો આડા ઉતરે, ખુંખારા કરે, ભામનિ નિચું ભાલે રે' (પ્ર. ૨).
૨. 'શકે કોના પોતા કાલયં' (પ્ર. ૧૭૫૫ની); 'કો આસને પડ્યા, લડથડ્યા, શકે આવી લીધો કાળે રે' (પ્ર. ૨).

લાંબી ડાક કરતા, નથી નરતા, કેહે હાર આરોપયં (આરોપ રે);
ફરી[3] મુગટ બંધે, પ્રેમ ફંદે, પડ્યા નવગ્રેહે કોપયં (કોપ રે).
કો કનક ક્રાપે, લાંચ આપે, સાહેલીને સાધયં (સાધે રે);
જે જોઈએ તે લીજે, વીખાણુ કીજે, વેહેવા[4] મારો બાંધયં (બાંધે રે).
રાજનાં[5] ગૌર ગાત્ર, તે તૃણ માત્ર, તારૂણી મન લેખયં (લેખતી);
મુખ[6] મરડે, આંખ તરડે, અનેકને ઉવેખયં (ઉવેખતી).

### વલણ

અનેકને ઉવેખતી, આઘી ચાલી નાર રે;
ગઈ એક નળ જાણી[7] કરી, દીઠી પંચ નળની હાર રે.

## કડવું ૨૮મું. રાગ સારંગ[1].

મન ઇચ્છા નૈષધરાય તણી, કન્યા ગઈ નળરાજા ભણી[2]; ૧૧૬૫
જુએ તો ઉભા છે નળપંચ, કન્યા કેહે આ ખોટો સંચ.
હંસનું કહ્યું અવરથા ગયું, નળ નાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળીઓ ધરા, આ કપટી કો આવ્યા ખરા.
પાંચે નળ ચેષ્ટાને કરે, લાવ[3] માળ કંઠ આગળ ધરે;
તવ દમયંતી થઈ ગાભરી, દીઠું વિપરીત ને પાછી ફરી. ૧૧૭૦

---

૩. 'ફરિ મુગટ બાંધે, પ્રેમ સાંધે, પડ્યા નવ ગ્રહ કોપરે' (પ્ર. ૨).
૪. 'વિવા મારો વાધેરે' (પ્ર. ૨).
૫. 'રાય ગોરાં ગાત્રે, તૃણા માત્રે, તારૂણી નવ લેખતી' (પ્ર. ૨); 'રાજાનાં ગૌર ગાત્ર, તૃણ માત્ર, તે તારૂણી મન લોપયં' (પ્ર. ૪).
૬. 'જોઈ મુખ મરડે, આંખ થરડે, અનેકને ઉવેખતી' (પ્ર. ૨).
૭. 'જાણી, દીઠી પંચની હારરે' (પ્ર. ૪).
૧. સારંગ—ચાલુ ટુંકી (પ્ર. ૧, ૩); વેરાડી (૧૮૨૧ તથા બાળબોધ).
૨. 'પંચનળ ભણી' (પ્ર. ૧, ૨, ૩).
૩. 'લેવા' (પ્ર. ૨).

આવી જાંહાં પિતા ભીમક, અરે તાતજી જુવો કૌતક;
હું એક નળને આરોપું હાર, દીસે પંચ ને પડ્યો વિચાર.
ભીમક કેહે આશ્ચર્જ હોય, તું વિણ પંચ ન દેખે કોય;
શકે દેવતા તાંહાં નીરધાર, થઈ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમેષ નહીં ચક્ષ, વિરજવસ્ત્ર ઉભા અંત્રિક્ષ; ૧૧૭૫
વાત સાંભળી ભીમક તણી, કન્યા આવી પંચનળ ભણી.
પિતાએ મારગ દેખાડ્યો, નારીએ નળ શોધી કાહાડ્યો;
દમયંતી જેમ વરવાને જાયે, ધસી ઈન્દ્ર નળ આગળ થાયે.
એક એકને અળગા કરે, લેવા હાર કંઠ આગળ ધરે;
સંચ ન આવેરે ફરી ફરી,[૪] તવ દમયંતી થઈ ગાભરી. ૧૧૮૦
ઈન્દ્રે મનમાં શાપ્યો હુતાશંન, વાંદરના જેહેવું થયું વદંન;
અગ્નિયે જાણ્યું એ ઇન્દ્રનું કાજ, રીંછ મુખ થાજો મહારાજ.
વરૂણે શાપ મનમાંહે દીધો, જમને માંજાર મુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એહવું,વરૂણનું મુખ થાજો શ્વાનના જેહવું.
રીંછ વાનર શ્વાન માંજાર, કન્યા કેહે વર રૂડા ચાર; ૧૧૮૫
ઇંદ્રરાય વાણી એમ ભણે, વાધાવેધ[૫] માંડ્યો આપણે.
જમ કેહે કાં હસાવો લોક, શાપ કીધાં માંહોમાંહે ફોક;
દમયંતી વિચારે વળી, સમાન શોભે પંચ[૬] નળી.
કોહોને વરીએ કોહેને ઉવેખીયે, વરમાળ આ કોહોને
આરોપિયે;
જોવાને મળ્યા રાજકુમાર, તે એક નળ દેખે નિરધાર. ૧૧૯૦

---

૪. 'નહીં આવે સંસ ફરી' (પ્ર. ૧).

૫. 'ખાધાવેધ' (પ્ર. ૨); 'આધાત્રેધ માંડી' (પ્ર. ૪); 'રાધાવિરોધ' (પ્ર. ૧૮૨૧); 'વિરોધાવિરોધ' (બા.); 'આરાત્રેધ માડી' (પ્ર. ૧૮૦૬).

૬. 'પંચે' (પ્ર. ૧, ૩, ૪).

મુધ્યમાન નારી છે ઘણું, માન મુકાવે દેવતા તણું;
ચારોને પૂછે કરી પ્રણામ, તમારા તાતનાં શાં શાં નામ.
લોભ[7] વિષે નહીં ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ;
કન્યા વળતી કરને ઘસે, સખી સામું જોઈ જોઈ હસે.
સખી કેહે શું ઘેલાં થયાં, શું કપટ રૂપને વળગી રહ્યાં; ૧૧૯૫
બીજા પુરૂષ છે રૂપનાં ધામ, સાંભળો દેશ દેશનાં નામ.
દેશ સકળ નરેશનાં નામ, દાસી કહે વર્ણવી ગુણગ્રામ;
તોહે કન્યાને ન ગમ્યા કોય, ફરીફરી પાંચે નળને[8] જોય.
હું હું નળ પાંચે ઓચરે, પણ કન્યા કોને નવ વરે;
નારદજી અંત્રિક્ષ આવીયા, ઇંદ્રાણિ આદે તેડી લાવીયા. ૧૨૦૦
ચાહારે દેવની ચાહારે નાર, ગગને તે દીઠી ભરતાર;
લજ્જા પામ્યા લોભી ઘણું, એ કારજ તે નારદજી તણું.
કન્યાયે દીઠી દેવાંગના, અમર જાણીને માંડી વંદના[9];
અમો અલ્પજીવ કરૂપ, તમો[10] ભારેખમ છો ભૂપ.
અમો[1] જમ જરાથી ત્રાશીયે, પુજનિક તમને ઉપાસીયે; ૧૨૦૫
તમો અમને ભીમક રાજાન, હું તમને પુત્રી સમાન.
એમ કહીને ભરીયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ;
ઇંદ્ર વરૂણ વન્હી જમરાય, શોભે મંડપ જય જય થાય.
નળને થયા તૃષ્ટમાન, દેવ કહે માગો વરદાન;
અબ્બે વર આપે સુરરાજ, નળનું સહજે સરીયું કાજ. ૧૨૧૦

૭. 'લોભ વિષય તાં ના ગૂણપાપ.'

૮. 'પંચનળને' (પ્ર. ૪).

૯. 'માંડયાં વનાં' (પ્ર. ૪).

૧૦. 'તમ્યો ભારેખમ ભવના ભૂપ (પ્ર. ૪); 'તમે ભારે ભોમના ભૂપ' (પ્ર. ૧, ૩, ૧૮૭૫).

૧. 'અમે જરા મરણ જમથી ત્રાશીયે'(પ્ર. ૪);'અમે જરા મરણથી'(૧૮૨૧).

કમળમાળ આપી ઇંદ્રરાય, લક્ષ વરસે નહીં સુકાય[2];
અશ્વમંત્ર આપ્યો રાજંન, દિન એકે હીંડે શત[3]જોજંન.
કહે અગ્નિ નવ દાઝે તુંય, જહાં સમરે તાંહાં પ્રગટું હુંય;
ધર્મ કેહે ભોગવે રાજભોગ, ત્યાં લગે પુરમધ્યે નહીં રોગ.
જે કરશે તારી કથા વાંછના[4], તેને[5] નવ હોયે જમ જાચના; ૧૨૧૫
વરૂણ ભણે સાંભળ નળરાય, સુકું વૃક્ષ નવપલ્લવ થાય.
સમરયું જળ ઉપજે તતકાળ, આઠે વર પામ્યો ભૂપાળ;
પછી દમયંતીને આપ્યો વર, અમૃત સ્રાવીયા થજો[6] તુજ કર.
સર્વે સ્તુતિ કરી દેવ તણી, વિમાને બેસી ગયા સ્વર્ગ ભણી;
દમયંતી હરખી તતકાળ, નળને કંઠે આરોપી માળ. ૧૨૨૦
સાધુરાજા સર્વે બેસી રહ્યા, અદેખીઆ ઉઠીને ગયા;
વરકન્યા પરણ્યાં રીતે કરી, ભીમકે પેહેરામણી ભલી કરી.
લાડ કોડ પોહોતાં કુંઅરી તણાં, નળને વાનાં કીધાં ઘણાં;
નળ દમયંતી બન્યો જાય, વોળાવી વળ્યા ભીમકરાય.
વાજતે ગાજતે નળ વળ્યો, એહેને કળી જુગ સાહામો મળ્યો; ૧૨૨૫
વરવા વૈદર્ભી નારદે મોકલ્યો, આવે ઉતાવળો શ્વાસે હળફળ્યો.
બેઠા મહીષ ઉપર કળીકાળ, કંઠે મનીષના શીશની માળ;
કરમાં કાતું લોહ શૃંગાર, શીર સગડી ધીકે અંગાર.
જઈ વરૂં દમયંતી રૂપનિધાન, જુએ તો મળી સાહામી જાન;
કન્યાએ[7] નળ જાણ્યો વરયો, કળી ક્રોધે પાછો ફરયો. ૧૨૩૦

---

૨. 'કરમાય' (પ્ર. ૪, ૧૮૨૧).
૩. 'લક્ષ' (બા. તથા ૧૮૨૧); 'અનેક' (પ્ર. ૪).
૪. 'વાંચના' (પ્ર. ૧, ૩).
૫. 'તેહને નહીં હોય જમની જાતના' (પ્ર. ૪).
૬. 'હજો તાહારા કર' (પ્ર. ૪).
૭. 'જાણ્યો કન્યાને નળ વરયો' (પ્ર. ૨).

જો નળે પરણુવા દીધો નહીં, આજથી લાગું પુઠે થઈ;
નળરાજા આવ્યા પુર વિખે, કરે રાજ નારીસું સુખે.
ભોગવે ભોગ નાના વિધ પેર, સ્વર્ગતણું સુખ પામે ઘેર;
પ્રભૂ પત્નીને વાધ્યો પ્રેમ, સાચવે બેહુ[૮] સત્ય ને નેમ.
ચોહો વર્ણ પાળે કુળ ધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ; ૧૨૩૫
તેણે કળીનું ચાલે નહીં, હીંડે છિદ્ર જોતો જહીં તહીં.
નગર પૂઠે ફેરા બહુ ખાય, સંત[૯] આગળ પ્રવેશ ન થાય;
સહસ્ર વરસ વહીને ગયાં, દમયંતીને બે બાળક થયાં.
જુગ્મ[૧૦] બાળ સાથે પ્રસવ્યાં, પુત્ર પુત્રી રૂપે અભિનવાં;
નળ દમયંતી હરખે ઘણું, બાળક વડે શોભે આંગણું. ૧૨૪૦
એક દિવસે નળ ભૂપાળ, મગાવ્યું જળ થયો સંધ્યા કાળ;
રહી પાંહાંની કોરડી ધોતાં પાગ, કળી પામ્યો પેઠાનો લાગ.
સંધ્યા વંદન કીધું રાજાન, પ્રવેશ[૧] કળીનો થયો તે સ્થાન;
તેમ[૨] સેજ્યા સુતો ભૂપાળ, સર્વાંગે વ્યાપ્યો[૩] કળી કાળ.

### વલણ

કળી કાળ વાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધ ધણી રે; ૧૨૪૫
હવે વહરાડું પીત્રાઈને, કહી ચાલ્યો પુષ્કર ભણીરે.

## કડવું ૨૯મું. રાગ કાહાલેરો.

કળીજુગ દ્વાપર મળીને આવ્યા, પુષ્કર કેરે પાસરે;

---

૮. 'બહુ' (પ્ર. ૨).
૯. 'પણ સત્ય આગળ નવ્ય પેશાય' (પ્ર. ૪).
૧૦. 'જુગ્મ બાળક સંઘાતે પ્રસવ્યાં' (પ્ર. ૪).
૧. 'પ્રવેશ કળીનું નહીં નેશાન' (પ્ર. ૪); 'નહીં સાન' (પ્ર. ૧૮૦૬).
૨. 'જ્યાં' (પ્ર. ૨); 'તેમજ' (પ્ર. ૪).
૩ 'વ્યાપ્યો તતકાળ' (પ્ર. ૪). 'વાપ્યો' (પ્ર. ૧, ૩).

હસ્ત ઘસે ને મસ્તક ધુણે, મુખે મુકે નિશ્વાસ રે. કળીજુગ૦
વેશ વિપ્રનો ધર્યો અધર્મી, ને બન્યો મસ્તક ડોલે રે;
નૈષધપતિ બેઠો તપ કરવા, થઈ તૃણને[4] તોલે રે. કળીજુગ૦
એક કુળમાં ઉદય બન્યોના, તું જોગી નળ રાણો રે;
તે ભોગ ભોગવે નાના વિધના, તાહારે નહિ જળ દાણો રે. કળીજુગ૦
કળિ[5] કહે છે જો જો ભાઈઓ, કર્મે વાળ્યો આડો આંકો રે;
એકજ બોરડીના બે કાંટા, એક પાધરો એક વાંકો રે. કળીજુગ૦
તારા પિતાસું અમારે મૈત્રિ, તે માટે હિત કીજે રે; ૧૨૫૫
એમ કહી કર ગ્રહી ઉઠાડયો[6], આવ આલિંગન દીજે રે. કળીજુગ૦
ભેટતામાં પિંડ પુષ્કરના મધ્યે, કીધો કળિયે પ્રવેશ રે;
તેડી ચાલ્યો નૈષધપુર ભણી, કરવા નળસું કલેશ રે. કળીજુગ૦
વાટે જાતાં વારતા પરઠી, ન મળવું નાખે જાંશા રે;
કળી કેહે તું દ્યૂત રમજે, હું થાઉં બે પાસા રે. કળીજુગ૦
પ્રથમ પોણુ કરજે વૃષભનું, દ્વાપર થાશે પોઠી રે;
સરવસ[7] હરાવી[8] લેજે નળનું, એ વાત ગમતી[9] ગોઠી રે. કળીજુગ૦
જદ્યપી પુષ્કર પવિત્ર હતો, ન્હોતી રાજની અભિલેષા રે;

---

૪. 'તૃણાને' (પ્ર. ૪).

૫. આ બે લીટી પ્રત ૧૭૮૫, ૧૮૦૬, ૧૮૫૬, તથા પ્રત ૧ ને ૩માં નથી. આ. અને ૧૮૨૧ની પ્રતમાં નીચે મુજબ છે:—

"જો જો ભાઈઓ કરમની રેખા, વળ્યો છે આડો આંકોરે; એક બોરડીને બે કાંટા, એક પાધરો એક વાંકો રે."

૬. 'તાણ્યો' (પ્રત ૪ તથા ૧૮૨૧).

૭. 'સરવસા' (પ્ર. ૧, ૩); 'સરવસ વાહી લેજે નળનું, એ ઘાટે વાત ગોઠીરે' (પ્ર. ૪).

૮. 'વાહી લેજે' (પ્ર. ૧૮૦૧).

૯. 'મનમાં' (એક પ્રતમાં); 'વાત રૂદે માંહે ગોઠી રે' (પ્ર. ૧૮૨૧); 'આટ ગોઠી રે' (પ્ર. ૧૮૦૬).

ઉપજી અરિષ્યા નળરાય ઉપર, મળ્યા[10] જુગ બે
અદેખા રે. કળીજુગ૦
વૃષભ વાહન પાસા કરમાં, આવ્યો રાજ સભાય રે; ૧૨૬૫
બાંધવ જાણી દયા આણી, નળ ઉઠી બેઠો થાય રે. કળીજુગ૦
ભલે પધારયા પુષ્કર ભાઈ, જોગી વેશને છાંડો રે;
આ[1] ઘર રાજ તમારૂં વીરા, રાજની રીતી માંડો રે. કળીજુગ૦
આસન આપી કરે[2] પૂજન, પૂછે[3] કુશળી ક્ષેમ રે;
નળને કેહે બીજી[4] વાતે ન રાચું, દ્યૂત રમવાનો[5] પ્રેમ રે. કળીજુગ૦
નળ કેહે બાંધવ દ્યૂત ન રમીયે, એ અનરથનું મૂળ રે;
તું જોગેશ્વર કાં ઉપજાવે, ઉદર ચોળીને શૂળ રે. કળીજુગ૦
પુષ્કર કેહે માહારો[6] પાંચ મુદ્રાનો, પોઠી જીતું કે હારૂં રે;
એકી પાસે બળદ[7] માહારો, એકી પાસે રાજ તાહારૂં રે. કળીજુગ૦
કળીને સંગે પુણ્યશ્લોકને, પાપતણી મતિ[8] આવી રે; ૧૨૭૫
દ્યૂત[9] રમવું અપ્રમાણ છે પણ, વાત આગળ ભાવી રે. કળીજુગ૦

વલણ

ભાવી પદારથ ભૂપને, વેઠવું છે બહુ કષ્ટ રે;
દ્યૂત રમવા બેઠો રાજા, કીધો કળીએ ભ્રષ્ટ રે.

---

૧૦. 'મળ્યા જુગ્મ અદેખારે' (પ્ર. ૧, ૩, ૪).
૧. 'આ ઘરબાર તમારૂં વીરા, રીધસીધને માંડો રે' (પ્ર. ૧૮૨૧).
૨. 'કીધું' (પ્ર. ૪).
૩. 'પૂછે વાત કુશળક્ષેમ રે' (પ્ર. ૪).
૪. 'બીજી વાત ન ભાવે' (પ્ર. ૪).
૫. 'રમ્યાનો' (પ્ર. ૩, ૪).
૬. 'મારે' (પ્ર. ૧, ૩, ૪); 'મારે પાંચ મુદ્રાનું કામ' (પ્ર. ૪).
૭. 'પોઠી' (પ્ર. ૩).
૮. 'મત' (પ્ર. ૧, ૩, ૪).
૯. 'દ્યૂત રમવું પ્રમાણ કર્યું' (પ્ર. ૧૮૨૧ની).

## કડવું ૩૦મું.–રાગ મેવાડો.

નળરાજાએ દ્યૂત આરંભયું, સત્ય થયું સર્વ ફોકજી;
નગ્રમધ્યે વારતા જાણી, ત્રાહે ત્રાહે કરે લોકજી. ૧૨૮૦
દમયંતીએ નળને કહાવ્યું, બળદ ભણી મા જોશોજી;
એ વૃષભમાં[10] વેરી છે કારમો, રાજ રમતાં ખોશોજી.
ડાહ્યા લોક નગરના વારે, ઘણું વારે પરધાનજી;
કળીજુગે બુદ્ધ ભ્રષ્ટ જ કીધી, કહ્યું કોનું ન ધરે કાનજી.
બેઠા બાંધવ પોણ પરઠીને, બોલે પુષ્કર રાયજી; ૧૨૮૫
જે હારે તે રાજ મેહેલી, ત્રણ વરસ વન જાયજી.
ત્રણ વરસ ગુપ્તજ[1] રહેવું, વેશ અન્ય કો ધરીજી;
કદાચિત પ્રીછયું પડે તો, વંન ભોગવે ફરીજી.
મહીમા મોટો કળીજુગ કેરો, નળને ગમી તે વાતજી;
નળ કેહેરે નાંખ પાસા, ત્યારે વરસ્યો શોણીત વરસાતજી. ૧૨૯૦
હાહાકાર હવો પુરમધ્યે, વાયુ સામટો વાયજી;
નાખ્યા પાસા પુષ્કર જીત્યો, સરવસ હારચો રાયજી.
હારચો નળ ને પુષ્કર જીત્યો, જૈ બેઠો સિંઘાસનજી;
આણ પોતાની વરતાવી પુરમાં, કેહે નળને જાઓ વનજી.
વનકુલ પેહેરી વન વસો ને, કરો વનફળ આહારજી; ૧૨૯૫
એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો શણગારજી.
સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઉઠયો નળ ભૂપાળજી[2];
દમયંતીને કહાવ્યું તું, પીહેર[3] જાજે આ કાળજી.

---

૧૦. 'વેરી સમોવડ તે' (૧૭૫૫); 'વૈરી શકે રહ્યો છે, રમતાં સન્યને ખોશોજી' (પ્ર. ૪).

૧. 'અગોપ્ય' (પ્ર. ૪).

૨. 'રાયજી' (પ્ર. ૪).

૩. 'તું તો જાને પીહેર મોસાળજી' (૧૭૫૫); 'જજે પીહેર માંહેજી' (પ્ર.૪).

રુદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથજી;
શીશ નામી સ્વામીને કેહે, મુને તેડો સાથજી. ૧૩૦૦
સુખદુઃખની કહીયે વારતા, એખલાં નવ સોહાયજી;
હું સેવાને આવું સહી રે, થાકો તો ચાંપું પાયજી.
કંથ કેહે હો કામની, તું આવે મુજને જંજાળજી;
એ દુઃખ સઘળાં વેઠીયે પણ, ટળવળી મરે બંને બાળજી.
રોતી કેહે છે કામની રે, જેમ છાયા દેહને વળગીજી; ૧૩૦૫
તેમ હું તમારી તારુણી રે, કેમે ન થાઉં અળગીજી.

વલણ

જો અળગી કરશો નાથજી તો, પ્રાણ તજું તતકાળ રે;
નળ કેહે આવો વનવિષે તો, પીહેર વોળાવો બાળ રે.

## કડવું ૩૧મું.—રાગ મેવાડો.

મોસાળ પધારો રે, મોસાળ પધારો—
મોસાળ પધારો બાડુઆંરે, મારાં લાડવાયાં બે બાળ; ૧૩૧૦
નમાયાં થઈ વરતજોરે, સેહેજો મામીની ગાળ—મોસાળ૰
હ્રદયા ચાંપે રે, રાણી હ્રદયા ચાંપે—
હ્રદયા ચાંપે પેટને રે, એ છેલું વેહેલું લાડ;
હવે મળવાં દોહેલાં રે, મળીયે તો પ્રભુનો પાડ—મોસાળ૰
થયાં માત વોહોણાં રે, થયાં માત વોહોણાં— ૧૩૧૫
માત વોહોણાં થયાં દામણાં રે, નહીં કો રુડો સાથ;
રુએ રાણી હ્રદયા ફાટે રે, કોણ માથે ફેરવશે હાથ—મોસાળ૰
મંદીરના ગુરુજી રે, મંદીરના ગુરુજી—
મંદીરના ગુરુજી સુદેવજી રે, તમારે ખોળે સોંપું બે તન;
જઈ કેહેજો મારી માતને રે, જીવની પેરે કરજો જતંન—મોસાળ૰ ૧૩૨૦
પુત્રી જમાઈ રે, તમતણાં પુત્રી જમાઈ—

પુત્રી જમાઈ તમતણાં રે, કેહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કેહેજો માહારા તાતને રે, અમ જોગીનો લે તપાસ—મોસાળ૦
ચુંબન કરતી રે, માવડી ચુંબન કરતી—
ચુંબન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય; ૧૩૨૫
હૈયેથકાં નવ ઉતરે રે, એમ કહી દમયંતી રોય—મોસાળ૦

### વલણ

રોયે રાણી અતિઘણું, વત્સ સોંપ્યાં ગુરુકરમાંહે રે;
ઋષિ સાથે બે બાળકાં, વોળાવ્યાં નળરાયે રે.

## કડવું ૩૨મું. રાગ—વેરાડી.

બાળકાં વોળાવ્યાં ઋષિ સંગાતે, દમયંતી કરે આક્રંદ;
હાહાકાર હવો પુરમધ્યે, મળ્યાં સહીએરનાં[4] વૃંદ. ૧૩૩૦
પડો વાગો પુષ્કર પાપીનો, નળને કો નવ રાખે;
એક અંજળી જળ ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે.
દ્વાર અડકાવે નળને દેખી, જે પોતાના લોક;
તરશી દમયંતી પાણી ન પામી, કંઠે પડીઓ શોખ.
એક રાત રહ્યાં નગરમાં, ચાલ્યાં વાહાણું વાતે; ૧૩૩૫
પુણ્યશ્લોકની પૂંઠજ લીધી, કળી થયો સંગાતે.
જ્યાં વાવ સરોવર કૂવા આવે, પાકાં ફળની વાડી;
રીપુ[5] કળીજુગ આગળથી જઈને, સર્વ મેહેલે ઉડાડી.
ફળ જળ ને પત્ર ન પામ્યાં, રાણી કરે આંસુપાત;
વનમાં ફરતાં રૂદન કરતાં, વહી ગયા દિન સાત. ૧૩૪૦
એકેકું પટકૂળ પેહેર્યું, પ્રેમદા કોમળ કાયા દાઝે;
પાય પંકજપત્ર જેહેવા, તીવ્ર કાંટા ભાંજે.

---

૪. 'મનુષ્યનાં' (૧૮૨૧, પ્ર. ૪).
૫. 'તે કળીજુગ આગળ જઈને, સર્વ મેહેલે ઉજાડી' (પ્ર. ૧, ૩).

એક માન સરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
ઘણા દિવસની તૃષા સમાવવા, પીધું રાય ને રાણી.
વારંવાર પાણી પીયે ને, બેસે વળી હીંડે; ૧૩૪૫
નરનારી[૬] વારિયે તૃપત થયાં, પણ ક્ષુધા પાપણી પીડે.
સ્વામી કહે સાંસતા થઇયે, શ્યામા બેસ થઇને સ્વસ્થ;
જૈ સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ.
થોડા જળમાં પેઠો નળરાજા, ઢીમરનું આચરણ;
સાધુરાયને શ્રમ કરતાં, મચ્છ જડીઆં ત્રણ. ૧૩૫૦
આણીને અબળાને આપ્યાં, વામા કેહે થયું વારૂં;
નળ કેહે આપણ બે પ્રાણીને, શું હોશે એટલા સારૂં.
ભાર્યાના ભુજ મધ્યે સોંપી, ભૂપ ગયો બીજી વરાં;
કળીજુગ સર્પ થઇને બીહાવે, મચ્છ નાસે અરાંપરાં.
નળે શ્રમ કીધો ઘડી બે, મચ્છ ન ચઢીયાં હાથ; ૧૩૫૫
પેલાં ત્રણે મચ્છ વેંચીને લીજે, વિચાર્યું મનસાથ.
નળ આવ્યો નિરાસ થઇને, ત્રણ મીનમાં ચીત;
એટલામાં દમયંતીજીને, થઇ આવ્યું વિપરીત.
અમૃત[૭] સ્રાવીયા કર અબળાના, સજીવ થયાં મચ્છ પળમાં;
હાલ્યાં મહીલા મુકી દીધાં[૮], ઉડી પડ્યાં જઇ જળમાં. ૧૩૬૦
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપીશ, રૂદન કરે સ્વર ઝીણે.
વીહીલે મુખ દીઠી વૈદરભી, નાથ આવતો નીરખે;
ચોહોદશ[૯] ભાળે આંસુ ઢાળે, સ્વાતિબિંદુ શું વરષે.

---

૬. 'નરનાર તે વારે તૃપત થયાં' (પ્ર. ૪).
૭. 'અમૃત શ્રવીયા કર કૃષ્ણાના' (૧, ૩, ૪).
૮. 'છાંડયા' (પ્ર. ૪).
૯. 'ચીહું પાસ' (પ્ર ૪).

રોતી પત્ની પતિયે દીઠી, ધોળું મુખ થઈ દીન; ૧૩૬૫
કેહે રે પાપણી શકે મુજ પાખે, ભક્ષ કરચાં તેં મીન.
હું ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણી માંહે;
દોઢ દોઢ મચ્છ ભોજન કીજે, લાવ પાપણી કાંહે.
હૃદે ફાટતે બોલી રાણી, આંસુ પડે મોતી દાણા;
ક્ષુધા પાપણીએ મચ્છ ભક્ષ્યાં, મેં ન રહેવાયું રાણા. ૧૩૭૦
નળ કેહે હંસે શીખામણ દીધી, વીદાય થયો આકાશ;
એક ધૂત ન રમીએ, બીજું ન કીજે નારીનો વિશ્વાસ.
બે વાનાં વારચાં તે કીધાં, હાથે દુઃખ લીધું માગી;
હું ભુખ્યો ને તેં મચ્છ ખાધાં, શું આગ પેટમાં લાગી.
દમયંતી હાહા કરે, જાણે સમ ખાઉં સાને; ૧૩૭૫
સજીવન[10] થયાં ઉડી ગયાં, કહું તો[1] રાય નવ માને.

વલણ

ન માને રાજા એ અચરજ મોટું, ઉઠી ચાલ્યો નળરાય રે;
અણુતેડી રાણી દમયંતી, પતિની પૂઠે ધાય રે.

## કડવું ૩૩મું.–રાગ વેરાડી.

આગળ નળ પૂઠે પ્રેમદા, સતીને અંતર આપદા;
નળ તિરસ્કાર હીંડતા કરે, હૃદે ફાટે અબળા આંખ ભરે. ૧૩૮૦
ખાધાં મચ્છ હશે ગત ગણી, તો હીંડે છે રે પાપણી;
પીરે પાણી ફરી ફરી, કાંજે મચ્છ ખાધાં પેટ ભરી.
બે મારગ આવ્યા આગળે, વિદાય કીધી નારી નળે;
તું નહીં નારી હું નહીં કંથ, આ તાહારા પીહેરનો પંથ.
માહારો સંગ તુજને નહીં ગમે, પીહેરમાં પેટ ભરીને જમે; ૧૩૮૫

૧૦. 'સજીવન થઈને જળમાંહે પડયાં' (પ્ર. ૧૮૨૧).
૧. 'તો રાય રતી નવ માને' (પ્ર. ૩).

મુને નાથજી કરજો ક્ષમા, માહારે નથી પીહેરની તમા.
ફોકટ કરો મુજપર રીસ, અજુગ્ત આળ ચઢાવો શીશ;
દેવતાનું મુને વરદાન, તે કાં નવ જાણો રાજાન.
હોતી વાત કામનીએ કહી, કળીને જોગે નળ માને નહીં;
આગળ પાછળ બંને જાય, કળીએ કીધી બગની કાય. ૧૩૯૦
થોડી પાંખ ને માંસજ ઘણું, લલચાયું મન રાજાતણું;
પંખિમાં દિસે ઝાઝો ભાર, નર નારીનો પૂરણ આહાર.
કોણ પ્રકારે બગને હાણું, ઉપર વસ્ત્ર નાંખું મુજતણું[૨];
ઉફરાટી કરી સુંદરી, નળ ચાલ્યો દેહ નગ્ન કરી.
લાજ્યાં પંખી ને લાજ્યું વંન, લાજ્યો સૂરજ મીચ્યાં લોચંન; ૧૩૯૫
સ્વાદ ઇંદ્રિયે પીડ્યો મહારાજ, થયો નગ્ન લોપીને લાજ.
પીતાંબર ઝાલી ભૂપાળ, જેમ માછી ગ્રહી નાખે જાળ;
બગ નિકટ ગયો જવ રાય, તેમ તેમ કળી આઘેરો જાય.
ધાઈ વસ્ત્રનો નાંખ્યો પાશ, કળીજુગ ઉડ્યો આકાશ;
એક વસ્ત્ર પંખી ગયો લેઈ, નળ બેઠો કપાળે કર દેઈ. ૧૪૦૦
અરે દૈવ તેં એ શું કરચું, વસ્ત્ર જતાં કાંઈ ન ઉગરચું;
ગયું રાજ છત્ર મહિમા ઘણો, ન રહ્યો અંગે સૂત્ર તાંતણો.
વિહંગમ વસ્ત્ર ગયો રે હરી, દમયંતી મા જોશો ફરી;
પાછે પગે ગઈ સ્ત્રીજંન, આપ્યું અર્ધું વસ્ત્ર સ્વામી ઢાંકો તંન.
એકેકો છેડો પેહેરયો ઉભે, તીરથ નાહે તેવાં શોભે; ૧૪૦૫
અંનવિના અડવડીયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય.
મહાવનની આવી જંખજાળ, તે સ્થાનકે થયો સંધ્યાકાળ;
બંને બેઠાં દ્રુમને તળે, ચુંટી પત્ર પાથર્યાં નળે.
દુઃખની વાત કરી નવનવી, દમયંતી નિદ્રાવશ હવી;

---

૨. ‘ આપણું ’ (પ્ર. ૧, ૩, ૪).

ક્ષુધા અંગોઅંગ રહી વશી, મુખ જાણે પૂનેમને શશી. ૧૪૧૦
નળે સુતી દીઠી સુંદરી, નિશ્વાસ મુકયો બે નયણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરી, એ દુ:ખે પ્રાણ ન જાય નીસરી.
વૈદરભી વસુધાવશ પડી, દુ:ખ નોતું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રુએ રાજા જોઇને દેહ.
નખથી નિરખતાં જોયું મૂખ, ત્યારે મનમાં લાગ્યું દુ:ખ; ૧૪૧૫
કળિ[3] વળી તેનું ચિત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે.
શી સગાઈ પરતનયા તણી, દુષ્ટ દમયંતી એ પાપણી;
શી પ્રીત છેહ દીધો જેણીયે, હું વિના મચ્છ ખાધાં એણીયે.
મલીન મન એનું નિરધાર, કો સમે માહારો કરે આહાર;
ન ઘટે એસું રહેવું મળી, રાયને ઉપજાવે બુદ્ધિ[4] કળી. ૧૪૨૦
તો સમે રુદેની રે દાઝ, મુકું વનમાં એકલી આજ;
બુધ ભ્રષ્ટ મન રાજા તણું, કળીનો પ્રેર્યો ક્રોધે ઘણું.
મનમાંહે આશંકા ગણે, એક વસ્ત્ર પેહેર્યું બે જણે;
મધ્ય ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી.
હોય છુરી તો છેદું પટકૂળ, કળી થયો કાતું અનરથનું મૂળ; ૧૪૨૫
નળે લીધું છુરીકા શસ્ત્ર, વચેથી[5] વેહેર્યું અડધું વસ્ત્ર.
કટકા બે પટકુળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત શ્યામાની સાંભરી.
નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી. ૧૪૩૦
ત્રૈલોકમોહન એ માનુની, કેમ વેદના સેહેશે રાનની;
ન ઘટે મૂકી જાવું મુને, નળ આવ્યો દમયંતી કને.

---

૩. આ લીટી પ્રત ૧, ૩, ૪માં નથી.
૪. 'એમ' (પ્ર. ૧, ૩, ૪).
૫. 'તે વડે વચેથી વેહેર્યું વસ્ત્ર' (પ્ર. ૧, ૩, ૪).

દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છને પાછો વળ્યો;
કળી તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
વિચારે વિચારનિધિમાં[6] પડ્યો, આવાગમન હીંડોળે ચહડ્યો; ૧૪૩૫
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી.
બળ પ્રબળ કળીનું થયું, પ્રેમબંધન ત્રુટીને ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ.
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે;
જેવું હોય વમનનું અંન, તેવી માહારે એ સ્ત્રીજંન. ૧૪૪૦
કો વેળા મુને મારે નેટ, હુંપે વાહાલું એહેનું[7] પેટ;
એહેવું કહીને મુકી દોટ, ઉવાટે દોડ્યો સાસોટ.
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ.

વલણ

કાળ ઉદે અરુણ તણો, ત્યાં લગે ધાયો ધીશ રે;
જાગ્યો હદે થયું દુખ ઉદે, જ્યારે દીઠો દીશ રે. ૧૪૪૫

## કડવું ૩૪ મું.—રાગ રામગ્રી, દેશી લેહેકેણી.

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતાતણું, અવની પછાડે આપ.
વૈદર્ભી વામા, રંક રામા, એકલડી વનમધ્ય;
ભય ધરશે, ને ફાટી મરશે, જીવ્યાની વળી અવધ્ય.
નહીં મળે ફરી, કોકીલાસ્વરી, શે ઉપન્યો વિખવાદ; ૧૪૫૦
મન ગમયંતી, બોલ દમયંતી, નળે માંડ્યો સાદ.
વિશ્વમોહિની, સૃષ્ટિદોહિની, સુંદરી સૂજાણ;
વિરહિણી વલ્લભ, દર્શન દુલ્લભ, બોલ પિયુના પ્રાણ.

---

૬. 'વારિનિધિમાં' (પ્ર. ૨).
૭. 'એહેને' (પ્ર. ૨, ૪).

વંન ફરતો, રુદન કરતો, જોતો આવ્યાની વાટ;
કળીએ ચર્ણ ધર્ણનાં ભુસ્યાં, વન કીધું નિરવાટ. ૧૪૫૫
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રુએ રુદયા ફાટે;
મોહ ધારણ, કર્મ કારણ, કેહે ભૂજ દેઈ લેલાટે.
રાય વિલપે, ઘણું કલપે, સંભારે સુખ સ્નેહ;
કબુધ આવી, વાત[8] ભાવી, અન્યા[9] અલ્પ દીધો છેહ.
અજગર વાઘ વરુ નાગ છે, દારુણ વનની હધ; ૧૪૬૦
કરાડ કોતર, સિંહના સ્વર, શ્યામા ફાટી મરશે સધ.
દોહેલે પામી, ગજગામી, દેવ ગયા નિરમૂખ;
સ્વયંવર સાથ, સાંભળી વાત, સર્વે પામશે સૂખ.
કોણ નેત્ર લુહે, રાય રૂએ, એક[10] શબ્દ સાંભળ્યો ગાઢ;
લોહ[1] પ્રેમજળ, મુકાવ રાય નળ, બળતાને બાહેર કાઢ. ૧૪૬૫
સાંભળી વાણી, જાણી રાણી, રોઈ રોઈ બેઠો સ્વર;
હરખે ભરાયો, શબ્દે[2] ધાયો, વીરસેન કુંઅર.
પાડે બરાડા, બળે દવાડા, તરફડે મોહોટો વ્યાળ;
કેહે દયાસિંધુ, દીનબંધુ, કાઢ નળ ભૂપાળ.
વહુની વરદાન, ગયો સુજાણ, નાગે કીધો નમસ્કાર; ૧૪૭૦
આપ પ્રાણદાન, હો કરુણાવાન[3], કાંઈ હુંએ કરીશ ઉપકાર.
વિષથી ન બીધો, નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
સ્કંધ[4] ચહડાવી, મુકયો બાહેર લાવી, શાતા પામ્યો પ્રાણ.

---

૮. 'મન' (પ્ર. ૨).
૯. 'અન્યાયે દીધો છેહ' (પ્ર. ૨).
૧૦. 'એવે શબ્દ સાંભળ્યો ગાઢો' (પ્ર. ૨)
૧. 'જો પ્રેમજળ, મુકાવ હો નળ, બળતાને બાહેર કાઢો' (પ્ર. ૧, ૩, ૪).
૨. 'સ્વરે' (પ્ર. ૨)
૩. 'ગુણવાન' (પ્ર. ૨)
૪. 'ખાંધે' (પ્ર. ૨)

પુણ્યશ્લોક સાચા, વિપ્રવાચા, મળ્યો વૈદર્ભીકાંત;
પૂછે નળ, દાધો સબળ, મુને કેહે માંડી વૃત્તાંત. ૧૪૭૫.

વલણ

વૃત્તાંત કેહે ભાઈ કોણ છે, પામ્યો બહુ પરિતાપ રે;
સર્પ કેહે રાય સાંભળો, મુને હવો ઋષિનો શાપ રે.

## કડવું ૩૫મું.–રાગ દેશાખ, ચાલ ટુંકી.

બોલ્યો નાગ કરી પ્રણામ, રાય માહરું કરકોટક નામ;
હું પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સપ્ત ઋષિયે દીધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી; ૧૪૮૦.
ફૂતકારી ફણા નાંખી જ્વાળ, દાધા સપ્ત ઋષિ ચહડ્યો કાળ.
પતિત તેં નાંખી વિખની લેહેર, બળ દવમાં અવની ઉપેર;
બહુકાળ લગે વાસો વહ્નીમાંહે, ભોગવ દુઃખ જીવ નહીં જાયે.
મેં જાણ્યું શાપ ટળે નહીં ખરો, મુને શાપનો અનુગ્રહ કરો.
વહ્‌ની વેદના દોહેલી ગણું, કહ્યું દરશન થાશે નળતણું. ૧૪૮૫.
પુણ્યશ્લોક બાહેર કાહાડશે, તે તુંને શાતા[૫] પમાડશે;
તે દિવસનો વન દાઝું છૌં અહીં, સાત સહસ્ત્ર વરસ ગયાં વહી.
તે તેમો આજ દુઃખ ટાળીયું, પુણ્યશ્લોકપણું પાળીયું;
માહારી દેહને અતિ સુખ થયું, ઋષિ વચનનું ફળ લહ્યું.
એહેવું કહીને સર્પજ ધસ્યો, કરકોટક નળને કંઠે ડસ્યો; ૧૪૯૦.
લાગી વિખજ્વાળ દાધો ભૂપ, કાળી કાયા થયું કુબડું રૂપ.
કાજળપે શ્યામતા વિશેષ, વાંકું મુખ પંચવર્ણા કેશ;
છતે દાંતે ડાંચાં ગયાં મળી, નીસરી ખુંધ કટી બેવડ વળી.
નળ કેહે ધન કદ્રુકુમાર, ઘણો રૂડો કર્યો ઉપકાર;
તુને મેં આપ્યું પ્રાણદાન, તેં હુંને કીધો સાહી સમાન. ૧૪૯૫

---

૫. 'શાન્તતા' (પ્ર. ૧, ૩)

નાગ કેહે રખે દુઃખ ધરો, જોતાં એ ઉપકાર છે ખરો;
ગુપ્ત રહેવું સંવત્સર ત્રણ, કો નવ ઓળખે એહેવું વર્ણ.
ત્રણ વસ્ત્ર આપું છઉં ભૂપ, પરિધાને થશે મુળગું રૂપ;
તે જોયાં પેહેરી પરીક્ષા કરી, તતક્ષણ કાંતિ ભૂપની ફરી.
હરખ્યો નળ થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ; ૧૫૦૦
ભૂપાળ વ્યાળ થયા વીદાય, ગયો અયોધ્યા નૈષધરાય.
દેખી માણસ નાહાસે અરાંપરાં, ધાયે બાહુક પૂઠે છોકરાં;
જે જે મારગ મહીપતી પળે, તાંહાં માણસ જોવાને મળે.
હસે લોક રૂપે લીહ વાળી, પૂઠે છોકરાં પાડે તાળી;
રાજસભામાં રાજા ગયો, પ્રતિહારસાથ[૬] ખશીને રહ્યો. ૧૫૦૫
હશી સભા હશ્યો ઋતુપર્ણ, વિધિયે આ કાંહાં નિરમ્યું વર્ણ;
હારે કાજળ ને જાંબુફળ, જાણે રૂપે બીજો નળ.
કોહો કોણ છો સ્વરૂપના ધામ, કેમ આવવું પડયું આ ઠામ[૭];
નળ કેહે માહારું બાહુક નામ, આવ્યો ઉદર ભરવા કામ.
અશ્વમંત્ર જાણું રાજન, એક દિવસે ખેડું શત જોજંન; ૧૫૧૦
કેહે ઋતુપર્ણ મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ.
નળ ઇંદ્રવિના કો જાણે નહીં, મંત્રપ્રાપ્તિ તુંને કયાંથી થઈ;
મંત્રપાઠ[૮] કરતા નળરાયે, હું નળનો સેવક શીખ્યો વિદ્યાયે.
કો[૯] સમે પ્રકાશી ભણતા તેહ, ત્યાંથી વિદ્યા હું પામ્યો એહ;
નૈષધનાથ તે વનમાં ગયો, તે દુઃખે હું આહાવો થયો. ૧૫૧૫
આવ્યો છઉં રહેવા તમકને, અન્નવસ્ત્ર આપજો મને;
નહીં કરું હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ.

---

૬. 'પ્રતિહાર સાથે બેસીને રહો' (૧૭૫૫ની પ્રત).
૭. 'શું કામ' (પ્ર. ૧, ૨, ૩).
૮. 'ઘેર મંત્રપાઠ...' (પ્ર. ૪)
૯. આ લીટી પ્રત ૧, ૩, ૪માં નથી.

રાયજી તમને નહીં નમું, સ્વયંપાક કરીને જમું;
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉં કેમ.
હયદાસપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર; ૧૫૨૦
જદ્યપી માન પામે ઘણું, પણ કહેવાયે દાસત્વપણું.
અશ્વપતિ મહારાજા થયો, હયશાળામાં વાસો રહ્યો;
છે[૧૦] વિજોગની વેદના ઘણી, નીત્યે[૧] સૂએ શ્લોક એક ભણી.

**श्लोकः—स्वागता वृत्तम्.**

**आतपे धृतिमता सहबध्वा। यामिनी विरहिणा विहगेन।**
**सेहिरे न किरणा हिमरश्मे। दुःखिते मनसी सर्वमसह्यम्॥**

**ભાવાર્થ—વસંતતિલકા છંદ.**

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,
તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગ થકિ ચંદ્ર પ્રકાશ ખૂંચે,
જો દુઃખ હોય દિલમાં કશું એ ન રૂચે.

**રાગ ચાલતો.**

એવું કહીને કરે શયંન, વિસ્મય[૨] થાય પાડોશી જંન; ૧૫૩૦
આળ બીહામણો આવી વસ્યો, કદર જને વિજોગ તે કશો.
તે સ્ત્રીએ સુકૃત શું શું કર્યું, જેણે આ સ્વરૂપને વર્યું;
વારૂ થયું જે વીપત પડી, આ ભૂતથી છૂટી બાપડી.

**વલણ**

બાપડી છૂટી લોક કેહે, રહ્યો નળ રાયને રીઝવી રે;
વૃહદશ્વ કેહે યુધિષ્ઠિરને, દમયંતીની શી ગત હવી રે. ૧૫૩૫

---

૧૦. 'વિજોગની વેદના મન ઘણી' (પ્ર. ૪); 'વિજોગની...' (પ્ર. ૧, ૩).
૧. 'નીત સૂએ શ્લોક એકજ ભણી' (પ્ર. ૩).
૨. 'વિસ્મે પામે' (પ્ર. ૧, ૩).

## કડવું ૩૬મું.–દોહરા.

સ્વપ્ન આવ્યું નારને, મુકી જાય છે નાથ;
જાગી ઉઠી અચાનકે, એહેવા પ્રભુનો હાથ.
વૈદર્ભી થઇ ગાભરી, વળી જુએ ચોહોપાસ;
અમ અબળાનાં હૃદે કારમાં, બીહીઉં તમારે હાસ.
જોયું વંન ફરી ફરી, સમ દેઈ કીધા સાદ; ૧૫૪૦
પછી રુએ બહુ વિધ કરી, પામી અતિ વિષાદ.

## રાગ મારુની દેશી.

અમો અબળા માણુસ બીહીએ, નવ કીજે હાસ રે, હો નળરાય;
કેમ ધીરજ ધરૂં હું નારી, તમારી દાસ રે, હો નળરાય.
રાત્ર અંધારી તો માહારી, વલે કોણ થાશે રે, હો નળ૦
તમ ચર્ણ કેરી આણુ, પ્રાણુ મુજ જાશે રે, હો નળ૦ ૧૫૪૫
આંહાં તો બોલે સાવજ[3], નાગ વાઘ ને વરૂ રે, હો નળ૦
બોલો બોલો વાહોછો ક્યમ, સમ[4] હું તો મરૂં રે, હો નળ૦
હાંહાંજી જાઓ છો હાડ, રાડ થશે ફાંસુ રે, હો નળ૦
અગોપ રહ્યા ન આવે દયા, દેખી આંખડીયે આંસુ રે, હો નળ૦
તમારાં પગલાં નવ પેખું કંથ, પંથ કેમ લહું રે, હો નળ૦ ૧૫૫૦
નિશા અંધારી ભયાનક, સ્થાનક કેમ રહું રે, હો નળ૦
નૈષધ દેશની રાણી, તાણી અતીસે રોય રે, હો નળ૦
પ્રભુજી અંગ અવેવ માહારા, તાહારા જોય રે, હો નળ૦
ઘેલી સરખી ચાલે, વાહાલે[5] વછોડી રે, હો નળ૦
માંડયું વલવલવું જોવું, રોવું મુક્યું છોડી રે હો નળ૦ ૧૫૫૫

---

૩. 'સાવજાં, વાઘને વળી વરૂ રે' (પ્ર. ૧); 'સાવજાં વાઘ બોલે વરૂ રે'(પ્ર.૧).
૪. 'રામ' (પ્ર. ૧); 'સમ હુંજો કરૂં રે' (પ્ર. ૩).
૫. 'ત્રછોડીરે' (પ્ર. ૧, ૩, ૪).

વલવલતી વૈદરભી વાટે, અંગ ઉચાટે ભરી રે, હો નળ૦
કારણ સ્વામી શુંય, હુંય પરહરી રે, હો નળ૦
વાહાલા નવ દીજે છેહ, નેહ વિચારો રે, હો નળ૦
કર્મે વાજ્યો આડો આંક, વાંક શો માહારો રે, હો નળ૦

વલણ

શો અપરાધ માહારો સ્વામી, દારુણ વનમાં મુકી ગયા રે; ૧૫૬૦
અલ્પ ભ્રાંતે હું તજી, અંતર ન ઉપજી[૬] દયા રે.

## કડવું ૩૭મું.–રાગ રામગ્રી.*

વૈદરભી વનમાં વલવલે, અંધારીરે રાત;
ભામની ભય પામે ઘણું, એકલડી રે જાત–વૈદરભી૦
રસનાયે નામજ નળતાણું, મુખ જપતીરે જાય;
શુદ્ધ નથી રે શરીરની, ભાંજે કંટક પાય–વૈદરભી૦ ૧૫૬૫
રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બેએ ઝરે, વેહે અંગ રૂધીર–વૈદરભી૦
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલંતી ઉભી રેહે, ભરાયે કાંટે કેશ–વૈદરભી૦
અંગે ઉઝરડા પડયા ઘણા, વેહે શોણિત ધાર; ૧૫૭૦
હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર–વૈદરભી૦
ઉંડાં કોતર ઉતરે, ચઢે ગીરી કરાડ;
અશુદ્ધે ઉધડકે[૭] નહીં, પાડે વાઘ બરાડ–વૈદરભી૦
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફડા માંહે સાપ ફૂંફવે, ઘણું ઘુઘુવે ઘોહ–વૈદરભી૦ ૧૫૭૫

૬. 'ઉપની' (પ્ર. ૩, ૪).
*. રામગ્રી–દેશી ગળગલી (પ્ર. ૧).
૭. 'ઉધરકે' (પ્ર. ૧, ૩, ૪).

શબ્દ પશુ પંખીતણા, ન પડે કાંઈ પ્રીછ;
વરુ વણીઅર બીહાવે અર્ણમાં, ધાયે વળગવા રીંછ—વૈદરભી૦
સૂકર રોઝ ચીકારડા, ચીતરા દે ફાળ;
ફાલુનાદ હોયે ઘણા, બહુ બોલે શીઆળ—વૈદરભી૦
આંબા આંબલી લીમડા[૮], અરીઠા અપાર; ૧૫૮૦
શીમળ સમડી સેગઠા, ન સૂઝે પંથ વિચાર—વૈદરભી૦
ખેર ખાખર ને કાચકી, કંટાળા શુએર;
બાવળિયા બહુ બોરડી, સરઘુવા સમેર—વૈદરભી૦
આખડી પડતી સુંદરી, ચર્ણે વેલા વીટાય;
છુટા કેશ કામની તણા, ઝાંખરે ઝીટાય—વૈદરભી૦ ૧૫૮૫
વૃક્ષ અથડાએ અંગસું, મુકે કાંટામા પાય;
શુધ્ય નથી રે શરીરની[૯], ભજતી નળરાય—વૈદરભી૦
દિવસ નિશા પ્રીછે નહીં, એહેવું ઘાડું અરણ્;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ—વૈદરભી૦
અન્ન ઉદક પામી નહીં, નહીં બેસવું શયંન; ૧૫૯૦
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતાં વંન—વૈદરભી૦

વલણ

વન ભયાનક ભામ્યની ભમી, દિવસ ત્રણ ગયા વહી રે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઈ, પ્રેમદા પામી નહીં રે.

## કડવું ૩૮મું.—રાગ રામગ્રી[૧૦].

ભૂલી ભમે છે ભામની, નૈષધનાથની નાર રે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે—ભૂલી૦ ૧૫૯૫

૮. 'એરામણી' (પ્ર. ૨, ૩, ૪).
૯. 'વાગાંતણી' (પ્ર. ૧, ૩, ૪).
૧૦. 'રામગ્રી—દેશી લેહેકણી' (પ્ર ૧, ૩).

ધોવાયું[1] કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળ રે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકૂળ રે—ભૂલી૦
એહવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટ રે;
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટ રે—ભૂલી૦
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વાહાલ રે; ૧૯૦૦
નૈષધનરેશ વાટે મળ્યા, છે તાહારા જેવી ચાલ રે—ભૂલી૦
સાવજ થાયે ગાભરા, ભય પામી નાશી જાય રે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાય રે—ભૂલી૦
પૂછે ઊંચે દ્રૂમને તાહારી, ગગને ગઈ ડાળ રે;
તરુવર જો માહારી વતી, કહીં દીસે ભૂપાળ રે—ભૂલી૦ ૧૯૦૫
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તાહારી છાંયરે;
નૈષધનાથ કયહું દીઠડા, જોઉં છૌં વનમાંય રે—ભૂલી૦
તરુ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોય રે;
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં,ત્યારે શત્રુ થયાં સર્વ કોય રે—ભૂલી૦
અજગર પડચો છે વાટમાં, વીકાશી મુખ ભાગ રે; ૧૯૧૦
દમયંતીએ જાણ્યું નહીં, તેના મુખમાં મુકયો પાગ રે—ભૂલી૦
ચર્ણ ગળ્યો જાનુ લગે, વિષ ચઢી ગયું શરીર રે;
પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડે રીર રે—ભૂલી૦
અજગર આનંદ પામીઓ, ભલું જડચું ભક્ષ રે;
વૈદર્ભી ઘાણું વલવલે, ઉંચાં ચઢી ગયાં ચક્ષ રે—ભૂલી૦ ૧૯૧૫
કંઠે બંધાઈ કાચકી, મુખે પડીયો શોક રે;
મર્ણ સમે મુકે નહીં, હ્રદે રસના પુણ્યશ્લોક રે—ભૂલી૦
રોતી રાણી સાંભળી, એક પારધી આવ્યો ધાઈ રે;
પગ દીઠો અજગર મુખમાં, તેણે શ્યામાને સાહી રે—ભૂલી૦

---

૧. 'ટળ્યું' (પ્ર. ૧, ૩).

પારધીયે અજગર ચીરીઓ[2], કોહાવાડાને ઘાય રે; ૧૬૨૦
જત્ન કરીને મુકાવીઓ, નળપત્નીનો પાય રે—ભૂલી૦
વૈદર્ભીને વિષ ચહડયું નહીં, છે વાસવનું વરદાન રે;
કરતળ વાસ સુધાતણો, દેહી રહી પરમ નિધાન રે—ભૂલી૦

વલણ

દેહી રહી પરમનિધાન, હળાહળ ગયું ઉતરી રે;
કેહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરી રે. ૧૬૨૫

## કડવું ૩૯મું.—રાગ મારૂ[3].

વિષધર માર્યો વ્યાધે આવી, મહીલા મૃત્યુથકી મુકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો તેડી દમયંતી સાથે.
પારધી હીંડ્યો જગને જીતી, વૈદરભી જાય બીહીતી બીહીતી;
ગયો એક તળાવની તીર, પ્રક્ષાલણ કીધું સર્પ શરીર.
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, તે અજગર કીધો ભક્ષ; ૧૬૩૦
મુખનું પાસું રેહેવા દીધું, બાકી શરીરનું ભોજન કીધું.
દમયંતી વિસ્મે હવી, આ તો વારતા દીઠી નવી;
જીવાંતક કહે હો નારી, તમો દીઠી વિદ્યા અમારી.
મનની ખટપટ સઘળી છાંડો, પ્રેમ કટાક્ષ મુજપર માંડો;
હું તો પારધીપતિ છૌં વ્યાધી, પટરાણી કરૂં ભલે લાધી. ૧૬૩૫
કુણ માત તાત કુણ સ્વામી, વન નીસર્યાં વૈરાગ પામી;
એખલાં આવ્યાં આણી દશે, કોણ નામ બોલો રળી રસે.
કોણે વચન કહ્યું કવરધું, કાં અંબર અંગે અરધું;
શું નળ નળ મુખે જપો, છો ડાહ્યાં ઘેલામાં ખપો.
જદ્યપી દુઃખ તમને પડિયું, પણ ભાયગ મારૂં ઉઘડિયું; ૧૬૪૦

૨. 'મારીઓ' (પ્ર. ૨).
૩. 'મારૂની દેશી, ટુંકડી શોકની' (પ્ર. ૧).

એમ કહી ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા.
ધસ્યો રાહુ ચંદ્રને ચાંપે[4], તેમ દમયંતી થર થર કાંપે;
મા[5] ભરીશ ઓરૂં ડગ, તુજ[6] પર ત્રૂટી પડશે ખડગ.
હુંતો[7] ભીમકરાયની બાળી, અલ્યા હું નહિ ચુકવાવાળી[8];
હુંતો[9] દમયંતી નળની નારી, પારધિ[10] કહે ભાગ્યદશા મારી. ૧૬૪૫
એવું[1] કહીને પારધિ ધસિયો, અબળાને ક્રોધ મન વસિયો;
મૂરખ કહ્યું માનરે[2] મારૂં, હો જમપુરના વટેસારૂ.
ઉપકાર તારો હું જાણું, તે[3] માટે હું દયા કાંઈ આણું;
બળ[4] મા કર તું મુજ સાથે, મુરખ મરણુ[5] અડયું છે માથે.
કેમ જાવા દેઉં ભોળી ભામ, મુજ[6] વિરહીતણો વિશ્રામ; ૧૬૫૦
હુંમાં શો અવગુણુજ[7] દેખો, મુને શા માટે ઉવેખો.
માહારે મંદિર સ્ત્રી છે તરણુ[8], તે રેહેશે તમારે ચરણુ[9];
આપણુ[10] બે જીવ જીવસું જડિયાં, કોણુ સુકૃતથી સાંપડિયાં.

---

૪. ‘ ઝાંપે ’ (પ્ર. ૧, ૩); ‘ ઝાંખે ’ (પ્ર. ૪).
૫. ‘ મો ભરરે ’ (પ્ર. ૧, ૩). ૬. ‘ તું પર ’ (પ્ર. ૧, ૩).
૭. ‘ હું તે ભીમકરાયની બાળી, ગેહેલા ન હોઉં ચૂકવાવાળી ’ (પ્ર. ૧, ૩, ૪).
૮. ‘ ચળવાવાળી’ (પ્ર. ૪). ૯. ‘ હું ’ (પ્ર. ૧, ૩); ‘ હું તે ’ (પ્ર. ૪).
૧૦. ‘ વ્યાધ કેહે ભાગ્ય દશા થઈ માહારી ’ (પ્ર. ૧, ૩).
૧. ‘ એહેવું કહીને પાપી ધસ્યો, અબળાને ક્રોધજ વસ્યો ’ (પ્ર. ૧, ૩, ૪).
૨. ‘ માનની ’ (પ્ર. ૧. ૩, ૪).
૩. ‘ તે માટ દયા મન આણું ’ (પ્ર. ૧, ૩); ‘તે માટે દયા ન આણું’(પ્ર. ૪).
૪. ‘ બળ મો કર મુજ સાથે ’ (પ્ર. ૧. ૩); ‘બળ મો કરતો મુજ સાથે’ (પ્ર. ૪).
૫. ‘ મૃત્યુ ’ (પ્ર. ૧, ૩).
૬. ‘ હું વિરહીતણા વિશ્રામ ’ (પ્ર. ૧, ૩).
૭. ‘ અવગુણ ’ (પ્ર. ૧, ૩). ૮. ‘ તર્ણ ’ (પ્ર. ૧, ૩).
૯. ‘ ચર્ણ ’ (૧૮૨૧); ‘ શર્ણ ’ (પ્ર. ૧. ૩).
૧૦. ‘ તમો જીવન જીવસું જડયાં, કોણ સુકૃતે સાંપડયાં ’ (પ્ર. ૧, ૩, ૪).

થનાર[1] હશે તે દેઈશ થાવા, પણ નહિ દેઉં તમને જાવા;
સુખે પારધિ[2] વંશમાં વરતો, હું નળથી[3] નથી કાંઈ નરતો. ૧૬૫૫
લક્ષણવંતિ મુને લોભાવો, પૂરી વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્ર વિના ન દુભાવો[4], લો ગૃહસ્થાશ્રમનો લાવો[5].
ભક્ષ દુ:ખ ન[6] ધરશો ચિત્ત, શત પશૂ વેધું છું[7] નિત્ય;
ઊંચું જોઈ કેહે ધન્ય[8] વિધાતા, તું હુંને[9] દમયંતીનો દાતા.
મારી કર્મદશા છે ચડતી, વૈદરભી પામ્યો રડવડતી[10]; ૧૬૬૦
દેવ[1] નહીં પામ્યા ખપ કરતાં, મુને વાર ન લાગી વરતાં.
તૃણનો મેરૂ ને મેરૂનું તરણ[2], તારી લીલા અશરણશરણ[3];
ભોગવી ન શકયો નૈષધસ્વામી, નળે ખોઈ નારી[4] મેં પામી.
શું નળ[5] નળ જંખના લાગી, ઘોર[6] નિશાયે ગયો ત્યાગી;
શે[7] લોભે લો નળનું નામ, જેણે દુખિયાં કીધાં આમ. ૧૬૬૫
બોલો આધાર પ્રાણજીવન[8], ધાયો દેવાને આલિંગન;
ક્રોધે[9] સતિયે સંભાળ્યું સત્ય, રોઈ સમર્યા કમળાપત્ય.

---

૧. 'થાનાર હોશે તે દેઉં થાવા' (પ્ર. ૧, ૩).
૨. 'વ્યાધ વાસમાં' (પ્ર. ૧, ૩, ૪).
૩. 'નળપે નોહું નરતો' (પ્ર. ૧, ૩). ૪. 'દમાઓ' (પ્ર. ૪).
૫. 'લાહો' (પ્ર. ૧, ૩, ૪). ૬. 'મો ધરશો ચીતે' (પ્ર. ૧, ૩).
૭. 'છોં નીતે' (પ્ર. ૧, ૩). ૮. 'ધંન' (પ્ર. ૧, ૩); 'ધન્ય' (પ્ર.૨,૪).
૯. 'મને દમયંતીનો દાતા' (પ્ર. ૨).
૧૦. 'ગડગડતી' (પ્ર. ૧, ૩); 'રડવડતી' (૧૮૦૬ની પ્રત, પ્ર. ૨); 'અડવડતી' (પ્ર. ૧૮૨૧ તથા બા.)
૧. 'દેવે ન પામી' (પ્ર. ૧, ૩, ૪). ૨. 'તૃર્ણ' (પ્ર. ૧, ૩).
૩. 'અશર્ણાશર્ણ' (પ્ર. ૧, ૩). ૪. 'ને' (પ્ર. ૧, ૩, ૪).
૫. 'નળની' (પ્ર. ૧, ૩). ૬. 'પહોર' (પ્ર. ૨).
૭. 'શું' (પ્ર. ૧, ૩). ૮. 'જિવંન' (પ્ર. ૧, ૩).
૯. 'ક્રોધ સતીયે સંભારયું સત, રેઈ સમરયા કમળાપત' (પ્ર. ૧, ૩); 'ક્રોધ સતીયે સંભાળ્યું સત્ય, રોઈ સમરયા કમળાપત્ય' (પ્ર. ૪)

વિઠ્ઠલજી ચડજો વાહારે, હું તો રહી છું તમ[10] આધારે;
છો વિપત સમેના વિશ્રામ[1], મધુસુદન રાખો[2] મામ.
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી[3] મુકાવ્યો મદગળ; ૧૬૭૦
રાખ્યો પ્રહ્‌લાદ વસિયા થંભ,[4] રક્ષા[5] કરો ધરો ન વિલંબ.
સત હોયે સદા નિરંતર, અસતથી હોઉં સ્વતંતર;
ન મુક્યા હોયે નળ મનથા, કદૃષ્ટે ન જોયું હોયે અન્યથા.
આપત્કાળ રહી હોઉં સતે, નળ સમરી રહી હોઉં શુભ મતે;
પંચ મહાભૂત સાક્ષી ભાણ, ન ચુકી હોઉં નળનું ધ્યાન. ૧૬૭૫
સત બળે દેઉં છૌં શાપ, ભસ્મ થાજો વ્યાધીનું આપ;
વચન નીસર્યું મહિલાના મુખથી, અગ્નિ લાગો પગના નખથી.
સ્તવન[6] કીધું બેહુ કર જોડી, નમતામાં થયો રાખોડી;
પ્રેમદા પામી પરિતાપ, ઉપકારીને દીધો શાપ.
જદ્યપી વ્રત ન ભાગું, પણ લૌકિક લાંછન લાગું; ૧૬૮૦
લોકને પારધીનો સંદેહ, માટે પાડું હું મારી દેહ.
પ્રાણત્યાગે નથી હું બીહીવી, શું કરૂં સ્વામી પાખે જીવી;
કેશનો પાંગરો ગુંથી ગંઠે, લેઈ ભરાવ્યો ફાંસો કંઠે,
હો વિષ્ણુ એટલું માગતી મરૂં, નળની દાસી થઈ અવતરૂં;
એવે[7] કળજુગે ધાર્યું મંન, કરૂં કૌતક હું ઉત્પન્ન. ૧૬૮૫
મર્ણથી ઉગારી લીધી, ત્યાં માયા કળીએ કીધી;
દીઠી[8] તાપસ આશ્રમ વાડી, ગઈ દમયંતી ફાંસો કાહાડી.

---

૧૦. 'તમારે' (પ્ર. ૧, ૩, ૪).
૧. 'શામ' (પ્ર. ૨). ૨. 'તું રાખે' (પ્ર. ૧, ૩).
૩. 'ગ્રાહાથી' (પ્ર. ૧, ૩, ૪). ૪. 'સ્થંભ' (પ્ર. ૧, ૩, ૪).
૫. 'રખે કરો હુંવેરે વિલંબ' (પ્ર. ૧, ૩, ૪).
૬. 'ન થયું સ્તવન બેહુ કરજોડી' (પ્ર. ૧, ૩, ૪).
૭. આ લીટી પ્ર. ૧, ૩, ૪માં નથી.
૮. 'તાપસ આશ્રમ દીઠી વાડી' (પ્ર. ૧, ૩, ૪).

નગ્ન દિગંબર છે મહંત, ગઈ પાસે હરખ્યું ચંત;
બોલે કળીજુગ નાસા ગ્રહી, અપ્રીત મચ્છ માટે થઈ.
શકે ભીમકસુતા દમયંતી, તજી નાથે હીંડે ભમયંતી; ૧૬૯૦
અલ્પ અપરાધની ભ્રાંતે, કામની તજી છે કાંતે.
ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશનો અવતાર;
ફરી ફરીને પાગે નમે, નળનું પ્રશ્ન કરોજી તમે.
મુની કેહે નળને છે ક્ષેમ, પણ ઉતારયો તુજથી પ્રેમ;
નળ નારી શોધે છે અન્ય, તું[9] કરજે જે ઉપજે મંન. ૧૬૯૫
તવ હરખ્યો પ્રેમદાનો પ્રાણ, મારા પ્રભુને છે કલ્યાણ;
લક્ષ નારી કરો રાજાન, પણ માહારે નળનું ધ્યાન.
ઠરીઠાર[10] તે જાણી નળ, નારીએ લીધાં જળ ફળ;
પામી વિરામ કીધું શયંન, નિદ્રાવશ થઈ સ્ત્રીજંન.
સ્વપ્નાંતર દીઠા નળરાય, જાગી તો દુઃખ બમણું થાય. ૧૭૦૦

વલણ

નળની સ્ત્રી નિદ્રામાં, સ્વપ્નવિષે પુણ્યશ્લોકરે;
ચાર ઘડીએ જાગી ચતુરા તો, આશ્રમ વાડી ફોકરે.

## કડવું ૪૦મું.—રાગ મલ્હાર.

ભીમકસુતા જાગી કરીને, ચાહારે દિશાયે જોય રે;
નહીં તાપસ વન બીહામણું, નળની નારી રોય રે.
હું પાપણીને પગલે કરી, મુનીએ મુક્યો ઠામ રે; ૧૭૦૫
મેં કોણ કૃત્યરે આચરયાં જે, વીપત પડે છે આમ રે.
હીંડે સાદ કરંતી વનમાં, ત્રિભોવન નાયક નર[1] રે;

---

૯. 'તું કરજે ઉપજે મંન' (પ્ર. ૧, ૩. ૪).
૧૦. 'ઠરીઠારી' (પ્ર. ૧, ૩); 'ઠરીઠારનું' (પ્ર. ૪).
૧. 'સુંદર રે' (પ્ર. ૧૭૮૫ની).

ગગને રહ્યા હરખે ઘણું, મેં ઉવેખ્યા અમર રે.
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વયંવરના સર્વે રે;
આજ રિપૂને વહી જાય છે, કૌતુક કેરૂં પર્વ રે. ૧૭૧૦
એવું જાણી મારા નાથજી, દાસીની લેજો સંભાળ રે;
હો વિહંગમ વેવીસાળીયા સુને, મુકી નળ ભૂપાળ રે.
હો વજ્રાવતી માવડી માહારૂં, ઢાંક ઉઘાડું ગાત્ર રે;
હો ભીમક મારા તાતજી શોધી, મનાવજો જામાત્ર રે.
હો નૈષધ દેશના રાજીયા, અણચિંત્યું દો દર્શન રે; ૧૭૧૫
ભુપરૂપને જાણિ ભામણે, હો સલુણા સ્વામીન રે.
વૈદરભી નાથવિજોગણી, વિરહે વ્યાકુળ શરીર રે;
ચતુરાને વન ચાલતાં, આવ્યું સરિતા તીર રે.
આનંદી અબળા અતિઘણું, ઉતરતા દીઠા લોક રે;
ધાઈને પુછે પ્રેમદા ભાઈ, દીઠા કહીં પુણ્યશ્લોક રે. ૧૭૨૦

વલણ

પુણ્યશ્લોક છે એ સાથમાં, પુછે નળની નારી રે;
નદી ઉતરતાં આશ્ચર્યે પામ્યા, પરદેશી વેપારી રે.

## કડવું ૪૧મું.–રાગ મારૂ.*

શ્વાસ ભરી પૂછે સતી, વેપારી રે;
કચહું દીઠા છે નૈષધપતી, વણજારા[૨] રે.
પ્રભુ ગયા છે પરહરી, વેપારી રે;
છે તમમાં વાત કોહો ખરી, વણજારા રે.
કાંઈ દેખાડો નળનાથને, વેપારી રે;
રુડું હજો સઘળા સાથને, વણજારા રે. ૧૭૨૫

*. 'મલ્હાર' (૧૭૫૫) 'ગોડી'; 'મારૂની દેશી ઠેકની' (પ્ર. ૧, ૩).
૨. પ્ર. ૨માં તથા ૪માં 'વણજારા'ને બદલે બધે 'વેપારી' છે.

સાચું બોલો જળતીર છો, વેપારી રે;
તમે વિપત્ત સમેનાં વીર છો, વણુજારા રે.
રૂપે બ્રહ્માએ વાળી હદ્ય રે, વેપારી રે;
માહારો સ્વામી ઓળખીયે સદ્ય રે,વણુજારારે.
છે અદભુત ગોરું ગાત્ર રે, વેપારી રે;
દીઠે અડસેઠ વળે જાત્ર રે, વણુજારા રે.
ગોરું મુખ મુછ વાંકડી, વેપારી રે;
મોટી[3] ચાલ છે ફાંકડી, વણુજારા રે.
ચાલ જેની છે લટકતી, વેપારી રે;
કાંતિ મણી જેહેવી ચટકતી, વણુજારા રે. ૧૭૩૦
કંઠે મોતીનું લેહેરીયું, વેપારી રે;
અરધું પટકુળ પહેરીયું, વણુજારા રે.
મુગટે માણેક ચળકતાં, વેપારી રે;
કરણે કુંડળ લળકતાં, વણુજારા રે.
અધર આંબાની કાતળી, વેપારી રે;
વિશાળ હૃદે કટિ પાતળી, વણુજારા રે.
બોલ સાકરપે મીઠડા, વેપારી રે;
એહેવા નૈષધનાથ દીઠડા, વણુજારા રે.
વણુજારા એમ ઓચરે, સુણ શ્યામા રે;
નિર્લજ વનમાં શું ફરે, હો ઘેલી રે*. ૧૭૩૫
કો કેહે કૃત્યા વન વસી, સુણ શ્યામા રે;
કો કેહે દીસે રાક્ષસી, હો ઘેલી રે.
કો કેહે મોટી પાપણી, સુણ શ્યામા રે;

---

૩. 'મોટી મોટી છે આંખડી' (પ્ર. ૧, ૩, ૪).
* પ્રત ૨માં 'હો ઘેલી રે'ને બદલે બધે 'સુણ શ્યામા રે' છે.

કો કેહે દીસે શાકણી, હો ઘેલી રે.
કો કેહે નારી હું નૈષધપતી, સુણ શ્યામા રે;
આવ આલિંગન દીજે સતી, હો ઘેલી રે.
વાંકી દૃષ્ટે જોયે ઘણા, સુણ રાય રે;
દુઃખ પામ્યામાં નહીં મણા, ધર્મરાય રે.
રોતી નાવ બેઠી સુંદરી, સુણ રાય રે;
લોકમાંહે મળી ઉતરી, ધર્મરાય રે. ૧૭૪૦
વેપારી ત્યાં વાસો રહ્યા, સુણ રાય રે;
બે પોહોર નિશાના ગયા, ધર્મરાય રે.
નયણે આંસુડાં ગળે, સુણ રાય રે;
દમયંતી બેઠી ઝાડ[૪] તળે, ધર્મરાય રે.
ગજ જૂથ જળ પીવા આવીયાં,સુણ રાય રે;
સિંહ[૫] થઈ કળીએ બીહાવીયાં, ધર્મરાય રે.
ભડકી મેગળ મંડળી, સુણ રાય રે;
વેપારી માર્યા મગદળી, ધર્મરાય રે.
જે સતીને કુત્સિતવાક્ય[૬] બોલીયા,સુણ રાયરે;
તે પાપી ગજે રગદોળીયા, ધર્મરાય રે. ૧૭૪૫
અધિષ્ઠાતા વેપારી તણો, સુણ રાય રે;
તેડયો જીવતો સાથ આપનો, ધર્મરાય રે.
ભાઈ આ કુતોહળ મોટું હવું, સુણ રાય રે;
મુને ઘટે છે વન[૭] બીજે જવું, ધર્મરાય રે.
એહવે કળીજુગ પાપી આવીયો,સુણ રાયરે;

---

૪. 'માળા' (પ્ર. ૧, ૩, ૪).
૫. 'સીંધ' (પ્ર. ૧, ૩).
૬. 'બાહ્ય' (પ્ર. ૩); 'બાહ્યો' (પ્ર. ૧).
૭. 'વનમાં જવું' (પ્ર. ૧, ૩).

વેષ તે જોષીનો[૮] લાવીયો, ધર્મરાય રે.
તિથિપત્ર[૯] વાંચીને એમ કેહે, સુણ રાય રે;
ચેતો વેપારી કો જીવતો ન રહે, ધર્મરાય રે.

વલણ

નહીં રેહે કો જીવતા, ઉતપાત દારુણ હોય રે; ૧૭૫૦
એ[૧૦] કૃત્યા આવી કાલની, તેણીયે ખાધાં સર્વ કોય રે.

## કડવું ૪૨મું.–રાગ મેવાડો.*

દેખાડી દીધી હો, કળીયે સુંદરી;
ધાયા વેપારી હો, લાવ્યા બંધન કરી.
સર્વે ઠરાવી હો, અબળા[૧] શાકણી;
નળને સમરે હો, મધુર ભાષણી. ૧૭૫૫
બોલ્યો અધિકારી હો, મારો સરવે મળી;
પડયા ત્રુટી હો, અબળાને નાંખી દળી.[૨]
ગડદા પાટુ હો, પાહાણ ને લાકડી;
એણી પેર મારી હો, બાળા બે ઘડી.
રહ્યું બોલાતું હો, કંઠે કાંટાં પડે; ૧૭૬૦
બંધન ત્રુટું હો, નાહાસતી આખડે.
હું વધૂ દેખી હો, પુરવજ લાજીયા;
મુને રાખો હો, નૈષધ રાજીયા.
ત્રાસે નાહાસે હો, પાછું ફરી જુએ;
રાજ મારગે હો, દમયંતી રુએ. ૧૭૬૫

---

૮. ‘જોગીનો’ (પ્ર. ૧, ૩).
૯. ‘તિર્થપત્ર’ (પ્ર. ૧); ‘તિથિપત્ર જોઈ જોશી કહે’ (પ્ર ૪).
૧૦. ‘એક કૃત્યા’ (પ્ર. ૩, ૪).
* ‘સારંગ’ (૧૮૨૧). ૧ ‘એ કો’ (૧૮૦૬).
૨. ‘પ્રહારે પડતી હો, ઉઠે વળી વળી’ (૧૮૨૧, બા૦, એક બીજી).

અંગે ઢીમા હો, રુધિર ધારા ઝરે;
બહુ સળ ઉઠ્યા હો, અવિલોકન કરે.
ઉષ્ણજ રેણુ હો, ચરણે દાઝે રે;
કળી પુઠે પડીયો[3] હો, દેવા દુઃખ કાજે રે.
નગ્ર એક આવ્યું હો, અબળા ઓહોલાસી; ૧૭૭૦
રાજ કરે છે હો, ભાનુમતી માસી.
પુરમાં પેઠી હો, આપત અવસ્તા;
ઘેલી જાણી હો, લોક સહુ હસતા.
બાળક પૂઠે હો, તાળી પાડે રે;
શે ઢાંકે કાયા હો, રેણુ ઉરાડે રે. ૧૭૭૫
વૈદરભી વીહીલી હો, શેરી ચહુટે ફરે;
નાંખે કાંકરા હો, કર આડો ધરે.
છજે બેઠી હો, માસી ભાનુમતી;
મોકલી દાસી હો, તેડાવી સતી.

વલણ

સતી તેડાવી રાણીયે જૈ, અબળા ઉભી રહી રે; ૧૭૮૦
ભાણેજે માસી ઓળખી પણ, માસીયે ભાણેજ ઓળખી નહીં રે.

## કડવું ૪૩મું.–રાગ ગોડી[4].

દમયંતી મંદિરમાં પળે, અવાસ ન આવે[5] આંખડી તળે;
ભાનુમતી જોઈ વિસ્મે હવી, કેહે પ્રેમદા કોણે પરભવી.
પ્રભુતા તાહરા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે;
છો રુદ્રાણી બ્રહ્માણી કે વૈષ્ણવી, કોણ કારણરૂપ ધરયું માનવી.૧૭૮૫

---

૩. 'પળીયો' (પ્ર. ૧, ૩).
૪. 'ગોડી લેહેકણી' (પ્ર. ૧, ૩).
૫. 'આણે' (પ્ર. ૧, ૩); 'આણ્યાં' (પ્ર. ૪.)

લૌકિક[૬] કષ્ટ વેઠો છો માત, કોહો મન મુકી જથારથ વાત;
આઈ હું માનવી સર્વથા, કર્મ જોગે ભોગવવી વ્યથા.
નારનારીએ તીર્થ જાત્રા માંડી, અંતરિયાળ પ્રભુ ગયો છાંડી;
ન જાણીયે શું દુઃખ મનમાં ધરી, નિશાયે નાથ ગયો પરહરી.
કર્મકથા એ માતા માહારી, માસી કેહે સાંભળ નારી; ૧૭૯૦
કહીંએક તું દીઠી છે ખરી, જાણે ભગિનીની દીકરી.
પણ તેને નોહે અવસ્થા[૭] એહેવી, રુપે છે તું દમયંતી જેહવી;
સુખે રેહે સદનમાં[૮] સતી, તું માહારે જેવી ઇંદુમતિ.
સુબાહુ માહારો સુત જેહ, બેહેન કહીને રાખશે તેહ;
કેહે દમયંતી રાખી મામ, નહીં કરૂં હું નીચું કામ. ૧૭૯૫
દહાડી[૯] એક વિપ્રને આપું અંન, હવિષ્યાન્ન કરૂં ભોજન;
એહેવું સાંભળી હરખ્યાં રાણી, રાખી પ્રેમદા ઉલટ આણી.
સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઈ નહીં;
રાતદિન[૧૦] કરે નળનું ધ્યાન, વિદેશી વિપ્રને આપે આમાન.
તેડાવે ટેહેલીઓ વાટે જતો, જાણે નળ સ્વામી થાય છતો; ૧૮૦૦
હવિષ્યાન્ન જમે ને અવની સૂએ, દેહ દમન કરી દિન[૧] ખૂએ.
સાંભરે[૨] સુખ ત્યારે તન તપે, રાત દિવસ નળને જપે;
એમ ઘણા દિવસ ગયા વહી, કળીને મન ચંતા થઈ.
નળથી મંન ચળે નહીં સતી, તો કેમ વરાય માહારીવતી;
જો દ્વેષ આણે નળ સાથે, તો દમયંતી આવે હાથે. ૧૮૦૫

---

૬. 'લૌકિક' (પ્ર. ૧, ૩). ૭. 'અવસ્તા' (પ્ર. ૧, ૩).
૮. 'ભોવનમાં' (પ્ર ૧, ૩), 'સદન' (પ્ર. ૨, ૧૮૦૬); 'મંદિર' (૧૮૨૧).
૯. 'દાઢી' (પ્ર ૧, ૩); 'દાડી' (પ્ર. ૪).
૧૦. 'રાત્ર દિવસ' (પ્ર. ૧, ૩, ૪).
૧. 'મન રૂએ' (૧૮૦૬); 'વાટ જુએ' (પ્ર. ૪).
૨. 'સાંભળે સુખ' (પ્ર. ૧, ૪); 'દુઃખ' (૧૮૦૬, ૧૮૫૬).

કાંઈ વળી વિપત પાડું, એહેને માસી સાથે વહરાડું;
માસીની કુંઅરી ઇંદુમતી, એક દિવસે નાહાતી હતી.
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે;
મોતીનો હાર કંઠેથી કાહાડચો, ભીંતને ટોડલે વળગાડચો.
ટોડલામાં[3] પેઠો પાપી કળી, મુકતાફળની માળા ગળી; ૧૮૧૦
ઇંદુમતીયે માંડચો સણગાર, જુએ તો નવ દેખે હાર.
અહરોપહરો તે ખોળ્યો ઘણું, વિચારયું એ કૃત્ય દાસીતણું;
પુછ્યું તેડીને એકાંત, બાઈ તુજપર આવે છે ભ્રાંત.
લાવ વેહેલી કાંહાં મુકી માળા, દમયંતીને લાગી જ્વાળા;
બાઇ બેહેન મા ચહડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ. ૧૮૧૫
જોઈ બોલવું વદને વાક, સ્વામીદ્રોહી પડે કુંભીપાક.

વલણ

કુંભીપાક પડે[4] સર્વથા, સાચું ન બોલે જેહરે;
ઘેર રાખી રંક જાણી, હવે કાં આપો છેહરે.

## કડવું ૪૪મું: રાગ–પરૂજીયો.[5]

ઇંદુમતી[6] કેહે બાઈ સાંભળ, લોકને કાં સંભળાવો;
કેહે વૈદરભી વણ ચોરીયે, શા માટે[7] આફળાવો. ૧૮૨૦
હાથમાંહેથી[8] હાર લઇને, ના કેહે કેમ ચાલે;
તસ્કર કરીને તો બાંધે જો, વસ્તુ સાથે[9] ઝાલે.

---

૩. ‘ગોખમાં’ (કેટલીક પ્રતમાં); ‘ગોખલામાં’ (૧૮૦૬, ૧૮૫૬).
૪. ‘પડશે’ (પ્ર. ૧, ૩, ૪). ૫. ‘મારૂ’ (૧૮૨૧).
૬. ‘ઇદુમતી કેહે સાંભળો બાઈ, લોકને કાંએ હસાવો’ (પ્ર ૧૭૫૫); ‘સંભળાવે’ (પ્ર. ૧, ૩); ‘હસાવો’ (પ્ર. ૪).
૭. ‘શા માટે આળ ચઢાવો’ (૧૭૫૫).
૮. ‘હાથે હઇઆ હાર લઇને (પ્ર. ૧, ૩).
૯. ‘હાથે’ (પ્ર. ૨).

મિથ્યા હું કેહેતી નથી, કોણુ માળા લે તુજ પાખે;
એહેવી ચોરટી હું હઉં તો, રાજમાતા કેમ રાખે.
માતા મારીએ માન દીધું, સતી સરખી જાણી; ૧૮૨૫
અસાધવી મુને કેમ ઓળખી, શું લેતાં ગ્રહ્યો છે પાણી.
અમે પરીક્ષા તાહારી કરી જો, ભરતારે પરહરી;
બાઈ હું મેહેણું જોગ થઈ, તમારા ઘરની પેટભરી.
ચોરી કરવી આંખ ભરવી, એ તો કયાંનો ન્યાય;
એહેવે રાજમાતા પધારયાં, રોઈ બંને કન્યાય. ૧૮૩૦
આપ આપણું દુઃખ કેહે માતાને, નયણે ઢાળી આંસુ;
એક કેહે માહારો હાર લીધો, એક કેહે ચોરી ફાંસુ.
ચતુરશિરોમણી રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઈ તે મોટું અચરજ, સતીને[10] કેમ કેહેવાસે.
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ; ૧૮૩૫
આપો હાર કલેશ નિવરતે, જો કીધું હોએ હાસ.
સરખે સરખામાં હોય કૌતક, આપો[1] હાર મોતી તણો;
રાજકુંઅર[2] રીસાળ ઘણું છે, જાણે થશે[3] કલેશ ઘણો.
માળા હોયે આપણા[4] ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વશુર પક્ષની સરવે જાણે, તેહેને શો ઉત્તર દીજે. ૧૮૪૦
હૃદે ફાટતે કેહે દમયંતી, અપવાદ દીધો એહેવો;
હાં હાં બાઇજી હાર તમારો, લીધો છે મેં દેવો.
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું ઘેર રાખી;
અમો ન હોઉં ચોરીનાં કરનારાં, છૌં જશનાં અભીલાખી.

---

૧૦. 'સતી કેમ વરાંસે' (પ્ર. ૧, ૩, ૪).
૧. 'આપો માળા મા તાણો' (પ્ર. ૧, ૩, ૪).
૨. 'રાજકુંઅરી' (પ્ર. ૧, ૩, ૪).
૩. 'થાશે જાણો પાણો' (પ્ર. ૧, ૩, ૪). ૪. 'જો મારા' (કેટલીક પ્રત).

ઇંદુમતી કેહે આપે છુટશો, શો શોહોર કરવો ઠાલો; ૧૮૪૫
માળા માહારી કરમાં મુકો, જો જશ હોયે વાહાલો.
સેવક સખીયો એમ કેહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

વલણ

કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસરે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમરયા શ્રી જુગદીશરે. ૧૮૫૦

## કડવું ૪૫મું. રાગ મારૂ.[5]

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીએ નથી સમાતી;
હરિ માહારે કોણ જન્મનાં[6] કરતુ,પ્રભુ ચોરી થકી શું નરતું.
હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સહામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર; ૧૮૫૫
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કહાવો.
હરિ હું હરખે[7] હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેહેની ને કોણ તણી, હરિ જુઓ હું રાંકડી ભણી.
*હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
*હરિ મેં વિપ્ર ના પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે. ૧૮૬૦
*હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું.

---

૫. 'મારૂની દેશી' (પ્ર. ૧, ૩).
૬. 'કર્મનાં' (પ્ર. ૧, ૩, ૪).
૭. 'હરખ તણી હણાઈ' (૧૭૫૫, પ્ર. ૪, ૧૮૦૬).
* લીટી ૧૮૫૯થી ૧૮૬૧ તથા ૧૮૬૬થી ૧૮૬૯ એ સાત લીટી પ્ર. ૧, ૩, ૪માં નથી.

હરિ હું ભરતારે છાંડી, હવે હું દુઃખ કહું કેને માંડી;
હરિ મેં કોણ પાતક[8] કીધાં, હરિ મેં સાધુને મેહેણાં દીધાં.
હરિ મેં રાખ્યું હોય સત્ય[9], જો વાહાલા હોયે નળપત્ય[10]; ૧૮૬૫
*મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો રે નિપૂણ.
*અપરાધ સરવ વિસારી, ચઢો વિઠલા વ્હારે મારી;
*જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ.
*એવું કહીને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ;
એહેવું મનમાં ધરીયું ધ્યાન,સતીની[1] વાહારે ચઢયા ભગવાન. ૧૮૭૦
અંતરજામીએ બુધ દીધી, સતીયે આંખ રાતડી કીધી;
કેહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ.
સાખી સૂરજ વિષ્ણુ[2] ને વાય, જો મેં કીધો હોય અન્યાય;
આઈ હાર તમારો જડજો, લેનારો[3] ફાટી પડજો.
એહેવું કેહેતામાં કળીજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો[4] ફાટો; ૧૮૭૫
માંહે થકો પડયો નીસરી હાર, સતીને ત્રુઠા વિશ્વાધાર.
અંત્રિક્ષથી અકસમાત, વરસ્યો હારતણો વરસાત;
એક એકપે અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી.
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
આઈ તું છે મોહોટી સાધ, માહારો ક્ષમા કરો અપરાધ. ૧૮૮૦
ઇંદુમતી થઈ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી.

---

૮. 'પાતિક' (પ્ર. ૧, ૩, ૪).
૯. 'સત' (પ્ર, ૧, ૩, ૪). ૧૦. 'નળપત' (પ્ર. ૧, ૩, ૪).
૧. 'સતની વારે ધાજો ભગવાન' ( પ્ર. ૧, ૩, ૪).
૨. 'વહ્નની' (પ્ર. ૧૮૨૧).
૩. 'લેનારું ફાટી મરજો' (પ્ર. ૧, ૩, ૧૮૭૫).
૪. 'ટાલડો' (પ્ર. ૧, ૩); 'ગોખલો' (પ્ર. ૪).

વલણ

વાળી મુખ દેખાડે નહીં, સત સતીનું રહ્યું રે;
વૃહદશ્વ કેહે યુધિષ્ઠિરને, વૈદર્ભ[૫] દેશમાં શું થયું રે.

## કડવું ૪૬મું. રાગ દેશાખ.[૬]

વૃહદશ્વજી કેહે કથા રે, સુણો ધર્મ ભૂપાળ;
સુદેવ સાંચરયો રે, લેઈને તે બંને બાળ. ૧૮૮૫
માધવી કેશવીરે, સખી દમયંતીની એહ;[૭];
શોભે સાહેલડીરે, જેમ પ્રાણ વેહોણી દેહ.
કુંદનપુર આવીયાંરે, ઋષી સખી ને સૂત;
દેખીને દોહેલાંરે, ભીમકે જાણ્યું થયું અકૃત.
છોરુ છેહ પામીયાંરે, રાયે હૃદયાસું લીધાં; ૧૮૯૦
માબાપે મુકીયાંરે, દીસે દામણાં બીધાં.
સુદેવ શોકે ભરયો રે, દુઃખે દાધી દાસીની જોડી;
મીટે મીટ મળી રે, મોટે સ્વર રુદન મુક્યાં છોડી.
જાતાં જામાત્રનેરે, જાણે જોગી થઈ જાવું;
સજન[૮] સાંભરયું રે, માંડયું નળના[૯] ગુણનું ગાવું. ૧૮૯૫
પુછે વજ્રાવતીરે, બોલો સુત સાહેલી;
દીકરી કાંહાં ગઈ રે, એ બાળકડાંને મેહેલી.
નાથ નૈષધતણો રે, ગયો માયા ઉતારી;
સુદેવે વારતા રે, ભૂપને કહી વિસ્તારી.
વિલપે વિદર્ભપતિ રે, નિશ્વાસે સાગર સૂકે; ૧૯૦૦

---

૫. 'વૈદર્ભી' (પ્ર. ૧, ૩). ૬. 'શોક મલ્હાર' (૧૮૨૧).
૭. 'જેહ' (પ્ર. ૨).
૮. 'સખીજન' (પ્ર. ૪).
૯. 'નળનું ગુણ ગાવું'. (પ્ર. ૧, ૩, ૪).

ભીમકની ભામનીરે, બાળક[10] હૃદેથી નવ મૂકે.
કુટુંબ ટોળે મળીરે, ભોમ્ય સ્વયંવરની નીરખે;
દમયંતીયે આંહાં નળ વરચો, હીંડ્યાનાં પગલાં પરખે.
રાણી કેહે રાયજીરે, ફરી શોધ પૂજ્યની[1] કીજે;
જમાઇજી નવ જડે રે, તો આપણ જોગવટો લીજે. ૧૯૦૫
શોધી કાહાડો સર્વથા રે, જો માહારું જીવવું જાણો;
દીકરી મળ્યા વિના રે,[2] મુખે નવ મુકું જળ દાણો.
ભીમકે મોકલ્યા રે, સેવક સહુસ્ર એક;
ખપ કરી ખોળજો રે, કહાડજો ક્ષિતિ[3] કેરો છેક.
એહવે ઉડતી વારતા રે, ભીમકે સાંભળી કાન; ૧૯૧૦
દમયંતી એકલી રે, નળે રોતી મૂકી રાન.
વણજારે[4] કહ્યું રે, અમે દીઠી સરિતાને તીર;
રુપ ઘણું હતું રે, જાણ્યું શક્તિનું શરીર.
કેશ છુટા હતા રે, વસ્ત્ર તે અર્ધ અંગે જાણ;
વાત ખરી મળી રે, વદતી હતી નળ નળ વાણ. ૧૯૧૫
માતા વિલપે ઘણું રે, દુઃખે દાધું અંતઃકર્ણ;
મેળાવો ક્યાં હશે રે, દીકરી રવડી પામશે મર્ણ.
વજ્રાવતી માતને રે, નીર[5] આવે નેણ અષાડ;
પુત્રીને શોધવા રે, સુદેવને ચહડાવ્યો પાડ.

વલણ

પાડ ચહડાવ્યો સુદેવને, કેહે રાણીને રાય રે; ૧૯૨૦
ગુરુજી તમ વિના અર્થ ન સરે, એમ કહી લાગાં પાય રે.

---

૧૦. 'ભાણેજાને' (પ્ર. ૪).
૧. 'પુજની' (પ્ર. ૧, ૩, ૪). ૨. 'વનાં' (પ્ર. ૩).
૩. 'પૃથ્વી' (પ્ર. ૭, ૩); 'ક્ષત્રપતીનો' (૧૭૫૫); 'ક્ષત્રનો' (૧૮૦૬).
૪. લીટી ૧૯૧૨ થી ૧૯૧૫ પ્રત ૧, ૩, ૪માં નથી.
૫. 'નાવે નિદ્રા હૃદયમાં સાડ' (પ્ર. ૧, ૩).

## કડવું ૪૭ મું. રાગરામગ્રી.

બ્રાહ્મણ ચાલ્યો અનુચરવેશજી, અટણ કરતો દેશોદેશજી;
કળા પાડી વરવું ગાત્રજી, જીરણ વસ્ત્ર ગ્રહ્યું તુંબી પાત્રજી.

ઢાળ

પાત્ર કરમાં રહિત જોખમ, જ્યેષ્ટિકા જીર્ણ વસંન;
દુઃખી દરિદ્રી સરખો દેખીયે, જદ્યપિ છે સંપંન[6]. ૧૯૨૫
નિરખે ઓવારા નવાણુના, જાહાં નીર ભરતી નાર;
જોયાં જુથ જુવતીતણાં, પણ ન જડી ભીમક કુમાર.
તીરથ જાત્રા જગ્ન જાગ્રણ, જાંહાં સ્ત્રીયોનો સંવાય;
અજાણ્યો થઈ જુએ બ્રાહ્મણ, શીશ ધુણીને જાય.
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ; ૧૯૩૦
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતાને ગામ.
વિપ્ર પુરમાં આવીયો, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજમાતા, ઉજવે છે વર્ત.
પૂર્ણાહૂતિ વેળા હતી, જોવા મળ્યાં બહુ જંન;
દાસી સાથે દમયંતી કરે, પંથીનું દરશંન. ૧૯૩૫
અપૂર્વ મનીશનું કરે દરશન, નીરખે નરની કાય;
વિચાર એહેવો વૈદર્ભીને, આવી મળે નળરાય.
વેદ અધ્યયન કરે વાડવ, અભિષેક આશીર્વાદ[7];
કિંકરી બહુ ગીત ગાયે, હોય ભેરીનાદ.
દીક્ષા લેઈ[8] સુબાહુ, બેઠો તેજસ્વી જંન; ૧૯૪૦
હુતદ્રવ્ય હોમાયે વિવિધ પેરે, ધૂમ્ર ગયો રે ગગંન.

---

૬. 'સ્વપંન' (પ્ર. ૧, ૩, ૧૭૫૫ની ને બીજી પ્રતોમાં)
૭. 'આશિરવાદ' (પ્ર. ૧, ૩)
૮. 'લેઇ સુબાહુએ' (પ્ર. ૧, ૩); 'લીધી સુબાહુએ' (પ્ર. ૪).

દાન આપે ગાય સવચ્છી, રાય ભરચો અહમેવ;
જગ્ન[૯] કેરા કુંડ આગળ, આવી રહ્યો સુદેવ.
દેહ દુર્બળ રેણુએ ભરચો, જ્યેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;
સભા સરવ ખડખડ હશી, આ રત્ન કાંહાંથી આવ્યું. ૧૯૪૫
મંડપ જગ્ન[૧૦] જોયો નહીં, નહીં જોયો દીક્ષિત નરેશ;
ઘેલો જસો આવ્યો ધરચો, સરવને મારે ઠેશ.
લોક કેહે હો ઘેલીયા, ટેહેલીયા અંતરનો અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિકળ દષ્ટ, શો આ સાથે સંબંધ.
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ; ૧૯૫૦
એહેવે સુદેવ ને દમયંતીની, મળી દ્રષ્ટે દ્રષ્ટ.
નિમેષ થાતી રહી નયણે, વિચારમાં પડ્યાં એહ;
માહારે પીહેરથી પધારીયો, સુદેવ સાચો એહ.
વિપ્ર કો વિદર્ભનો એ, નાહાનપણ મધ્યે નેહ;
મોંહોમાંહે જોયા કરે, સરવને થયો સંદેહ. ૧૯૫૫
ગુરુએ ગોરી ઓળખી, જડ્યું અબળાનું એંધાણ;
ભામનીના ભાળ ઉપર, વિધિયે નિરમ્યો ભાણ.
અગોપ રાખતી માસી મંદિર, કેશ કેરી લટ;
ખશી વેણુ સૂરજ ઝળકયો, હૃદે ભરાયું ઉલટ.
સમીપ આવ્યાં સાહામસાહામાં, નેત્ર જળ જેમ નેવ; ૧૯૬૦
સાથે બન્યો બોલીયાં, હો દમયંતી સુદેવ.

વલણ

સુદેવ દમયંતી મળ્યાં, ધરણી ઢળ્યાં મોરછા હવી રે;
સભા સર્વ વિસ્મે થઈ, આતો વારતા દીસે નવી રે.

---

૯. 'જગ્નના ઝકુંડ માંહે' (પ્ર. ૧, ૩, ૪); 'જગ્નશાળાના મધ્યમાં'(૧૮૫૬).
૧૦. 'જગ્ન મંડપ' (પ્ર. ૨).

## કડવું ૪૮મું.–રાગ વેરાડી.

મોરછાથી મહીલા જાગી, પુછ્યું ગોરને પાગે લાગી;
શકે છો ઘરના સુની, હા દીકરી કાં તું સુની. ૧૯૬૫
દુરબળ કોણ કારણે, દાસી માસીને બારણે;
ઓળખી નહીં તુંને માડી, મેં દેહની[1] કળા પાડી.
શું માસીયે દુઃખ દીધું, નાજી વાછળ કીધું;
નાથજીયે તને કાં મૂકી, હું નેટ કાંઈએક ચૂકી.
નથી બાઈ તું ચુકવાવાળી, નહીં તજે અન્યા ટાળી; ૧૯૭૦
માત પિતા જે તાહારાં, રોતાં હશે તે ચોહોધારાં.
પીહેરથી આવ્યો સતી, શું[2] પ્રગટ્યા નૈષધપતી;
હા નળની થઈ છે શોધ, સુજને દો છો પ્રતિબોધ.
હા નિશ્ચે નળ પ્રકટ, છે વાણી માંહિ કપટ;
છોરૂને છેહ કાં આપાં, છતે બાપે થયાં નબાપાં. ૧૯૭૫
રાજમાતાજી એમ પુછે, ઋષિ તાહારે એને શું છે;
એ કોણ કોહોને જાણેજી, એ તો તમારી ભાણેજી.
કેઈ ભાણેજી એ માહારી, દમયંતી નળની નારી;
એ વાત તે કેમ નીપજી, ભરતારે એહને કાં તજી.
દ્યૂત રમીને નૈષધ હાર્યા, તે માટે વંન[3] પધાર્યા; ૧૯૮૦
શું જાણીએ શા કાજે, ત્યાજ કરી મહારાજે.
તું દમયંતી દીકરી, હા થઇ રહી કિંકરી;
સુણી[4] માસી ધરણી ઢળી, સભા થઇ વ્યાકુળી.
સુદેવ કહેછે નાટ, એમ ભુલાં તે શ્યામાટ;

---

૧. 'દેહી' (પ્ર. ૨).
૨. 'સુખે છે રે નૈષધપતી' (પ્ર, ૧, ૩).
૩. 'વનમાં' (પ્ર. ૧, ૩).
૪. 'માસી ધરણી ઢળી' (પ્ર. ૧, ૩).

જે પોતાનું પેટ, તેને કેમ વિસરીયે નેટ. ૧૯૮૫
હું વરાંસી રે બાપ, એમ[5] માસી કરે વીલાપ;
ત્યાં[6] થઇ રહ્યો હાહાકાર, સુદેવ કેહે ધિક્કાર.

વલણ

સુદેવ કેહે ધિકકારરે, ઓળખી નહીં સુંદરી સતીરે;
રાજકુંઅર લાજ્યો ઘણું, રુએ અતીસે ઈંદુમતીરે.

## કડવું ૪૯મું.–રાગ ગોડી.[7]

કાયા[8] કુસુમરૂપે[9] કિંકરીને, દેખી દાધો સુદેવ; ૧૯૯૦
અજાણ્યાં[10] થઈને ઈહિં રહ્યાં, થઈ દાસી કીધી સેવ.
અન્યોઅન્યે[1] વાત પુછીને, હૃદયે પામ્યા શોક;
રાજમાતા સુબાહુને રે, સુદેવે દીધો દોષ.
માસી મૂર્છા પામિયાં રે, હુવો હાહાકાર;
દમયંતી[2] પરદાસત્વ ભોગવ્યું, પ્રીછયો નહિ પરિવાર. ૧૯૯૫
રાજમાતા લજ્જા પામ્યાં રે, આવ્યાં દમયંતી પાસ;
દીકરી દુઃખે દહાડા નિરગમ્યા રે, વસ્યાં થઈને દાસ.
અધર્મ આળ ચહડાવીયું રે, ઓછું આપ્યું અંન;
ભોજન પેટ ભરી નવ પામીયાં રે, વસતું લેખ્યું વંન.

---

૫. ‘માસી કરે’ (પ્રત ૧, ૩).
૬. ‘થઈ રહ્યાં’ (પ્ર. ૧, ૩).
૭. ‘ગોડીની દેશી’ (પ્ર. ૧, ૩).
૮. લીટી ૧૯૯૦થી ૧૯૯૫ બૃહત્ કાવ્ય દોહન તથા એક પ્રતમાં છે, બીજી કોઈમાં નથી.
૯. ‘કૃશરૂપે’ (એક પ્રતમાં).
૧૦. ‘જાણ અજાણે આંહાં રહ્યાં, થયાં દાસી કીધી સેવ’ (એક પ્રતમાં).
૧. ‘સમાચાર અન્યો અન્ય પૂછયા, રૂદેમાંહે શોક’ (એક પ્રતમાં).
૨. ‘દમયંતીએ દાસત્વ’ (એક પ્રતમાં).

છબીલી તું મુજને છાનું કહેત તો, નિશ્ચે ન પ્રગટત નેટ; ૨૦૦૦
પરાધીન પિંડ પોખીયોરે, પરવશ ભરીયું પેટ.
રત્ન માહારી દીકરી રે, મેં ગણી ઠીકરી સમાન;
વૈદરભી વિપત વેઠી ઘણી રે, ખોયું[3] વપુનું વાન.
દાસપણે રહી બાપડી રે, તેણે દુ:ખે હું બાળી;
દુર્બળ દલીદ્ર[4] જણાવીયું રે, નહીં વાલની વાળી. ૨૦૦૫
સુવાને કાજે સાથરો રે, વસ્ત્ર પેહેરવાને જાડું;
શીતળ નીરે નાહી દીકરી રે, નહીં નેહરી ને નાડું.
દાધું કલેવર માહારૂં રે, ચીરી કોયલા કાહાડું;
પુલપુલી માહારી દીકરી રે, અંન જમતી દાધું ટાહાડું.
હવે જીવીને શું કરૂં રે, વિખ ખાઇને પોહોડું; ૨૦૧૦
થઈ ગોઝારી બેહેન આગળ રે, શું દેખાડીશ મોહોડું.
ઇંદુમતિ મુખ સંતાડતી રે, હું થઈ છેક છછોરી;
હું ભુંડી ભવોભવ વારતા રે, ચહડાવી હારની ચોરી.
લજ્જા સાગરમાં બુડી ગયો રે, મસીઆઈ જે સુબાહુ;
સુત સૂરજને આવી ગ્રશ્યોરે, અપરાધ રૂપીઓ રાહુ. ૨૦૧૫
એમ ઓશિયાળાં સર્વ થયાંરે, બોલી દમયંતી વાણ;
માસી તમ ઘેર સુખ પામી ઘણુંરે, સાખી સારંગપાણ.
દોહેલા દાહાડા ઉતર્યારે, અને રહી માહારી લાજ;
તમો પુત્રી સરખી હું ગણીરે, ન દીધું નીચું કાજ.
માસી ભાણેજ બન્યો મળ્યાંરે, ઓળખ્યાનાં આલિંગન; ૨૦૨૦
શતસહસ્ર સ્વાગત માંડી પછેરે, માન્યો ઘણું મુનિજંન.
વસ્ત્ર વાહન આપીયાંરે, વિનવીયો વિપ્રરાય;

3. 'ખોહોયું' (પ્ર. ૧. ૩).
4. 'દારિદ્ર' (પ્ર. ૨)

ઘણું એક દમયંતીને આપીયુંરે, માસી લાગી પાય.
સુબાહુ સાથે મોકલ્યોરે, વળાવ્યાં કુંદનપૂર;
સુખ શોભાએ સુંદરીરે, પંથ ઘણો છે દૂર. ૨૦૨૫
ભાનુમતી ભેટી ઘણું રે, દીકરી માહારી સાધ;
તું છાં છત્રપતીની અંગનારે, માહારો ક્ષમા કરો અપરાધ.
પગે લાગી માગી આગન્યારે, બેસી બેડી સુખપાળ;
બેહેન માસી જાતાં માગીયુંરે, વૈદર્ભી રાખે વાહાલ.

વલણ

વાહાલ રાખે વૈદરભી, ક્ષેમે મળજો નૈષધધણી રે; ૨૦૩૦
થોડે કાળે પોહોતી પ્રેમદા, પીહેર ગઇ વધામણી રે.

## કડવું ૫૦મું. રાગ મેવાડો.[૫]

હરખ ભરચો સુદેવ વાણી ભણી, હો દમયંતી;
ઓ આવી નગરી ભીમકતણી, હો દમયંતી.
કોહો તો લેઇ જાઉં વધાંમણી, હો દમયંતી;
પીહેરપુરી જુઓ[૬] નળની વિજોગણી, હો દમયંતી. ૨૦૩૫
ઓ દીસે ગઢકેરા કાંગરા, હો દમયંતી;
ઓ હસ્તીસાંકળે લાંગરચા, હો દમયંતી.
ઓ પેલાં ઘર વાડી ઝાડુઆં, હો મુનીજી;
શું કરતાં હશે માહારાં બાહુઆં, હો મુનીજી.
કેમ જીવી હશે બે સાહેલડી, હો મુનીજી; ૨૦૪૦
મુને દેખીને માતા થાશે ઘેલડી, હો મુનીજી.
ઓ જાય સ્રીનાં જોડલાં, હો મુનીજી;

---

૫. 'ધન્યાશ્રી' (પ્ર. ૧. ૩)
૬. 'જુએ' (પ્ર. ૧, ૩).

ઓ હણહણે બાપજી કેરાં ઘોડલાં, હો મુનીજી.
ઓ દીસે સ્થળ સ્વયંવરતણું, હો મુનીજી;
આંહાં હારયું દેવે દેવતાપણું, હો મુનીજી. ૨૦૪૫
મુને ન વિસરે અવસ્થા રાનની, હો મુનીજી;
ક્યારે દેખું જાત જજમાનની, હો મુનીજી.
પીયુવિના પીહેરિયું ગ્રસે, હો મુનીજી;
નળ વિના ઉજડ કો નવ વસે, હો મુનીજી.
શ્વાસ ભરચો સુદેવ પુરમાં સાંચરચો, સુણ રાયજી; ૨૦૫૦
વધામણી વધામણી એમ ઓચરચો, સુણ રાયજી.
સભા સર્વ વિસ્મે હવી, સુણ રાયજી;
જાણે પ્રગટચો નૈષધરવી, સુણ રાયજી.
હરખે ભીમક પૂછે ફરી ફરી, હો મુનીજી;
ઓ આવે રાય તમારી દીકરી, કેહે મુનીજી. ૨૦૫૫
ચાલ્યો ભીમક કુંઅરી ભણી, કાંહાં દમયંતી;
વજૂવતી રે જાતી હરખે ઘણી, કાંહાં દમયંતી.
ધાયાં ભાઈને ભોજાઈ લજ્જા વીસરી, કાંહાં દમયંતી;
હરખે ભરચાં ઝાંઝર પડે નીસરી, કાંહાં દમયંતી.
ઘેલી સરખી સાહેલી મળવા ધસી, કાંહાં દમયંતી; ૨૦૬૦
શીશ ઉઘાડાં પાલવીયા જાય ખસી, કાંહાં દમયંતી.
વાયુ ભરચા કેશ શોભે મોકળા, કાંહાં દમયંતી;
અંબર છૂટે ત્રુટે કટિમેખળા, કાંહાં દમયંતી.
આવી રે પીહેર પ્રજા સોહામણી, હો દમયંતી;
દીઠી રે દીકરી દુઃખે દામણી, હો દમયંતી. ૨૦૬૫
ભુજ ભરી મહિયેરીયાંને મળે, હો દમયંતી;
જૂવે માવડી મૂખ ભુજ મુકી ગળે, હો દમયંતી.

માહારી માવડી આવડી શે દુર્બળી, હો દમયંતી;
શું પુછે માત પ્રીત પીઉની ટળી, કેહે દમયંતી.
આંસુ ફેડી તેડી મંદિરમાં ગયાં, સુણ રાયજી; ૨૦૭૦
દાસી વેષનાં વસ્ત્ર મુકાવીયાં, સુણ રાયજી.

વલણ

મુકાવ્યો વેષ માત તાતે, બાળક મુક્યાં ખોળેરે;
બે વરષે બાળકાં[૭] તે, માતાને મળીયાં ટોળેરે. ૨૦૭૩

૭. 'બાળક બન્યો' (૧૮૨૧).

# નળાખ્યાનની લીટી ૧૦૭૫થી ૨૦૭૩ —કડવાં ૨૬થી ૫૦ની ટીકા.

**નળાખ્યાન,** (નળ+આખ્યાન), નળ, દ્વાપરયુગના અંતમાં થયેલો સૂર્યવંશી રાજા, નિષધ દેશના વીરસેનનો પુત્ર; આ કાવ્યનો નાયક. **આખ્યાન, (सं. आ+ख्या=કહેવું),** કોઈપણ જનના ગુણનું જે કથન તે; કથા; ચરિત્ર. નળાખ્યાન, નળરાજાનું આખ્યાન, નળની કથા.

કડવું, એક આખ્યાનનો એકેકો જે ભાગ તે, પછી નાનો મોટો ગમે તે; કડવાંની બધી કડી એકજ રાગમાં ગવાય છે.

**ટીપ**—કડવાં **૧૭**થી **૨૫**મામાં દમયંતીને પરણાવવા સ્વયંવર સંબંધી, પરણવાની ઇચ્છા રાખી આવેલા દેવતાઓ અને રાજાઓ સંબંધી, તથા દમયંતી સ્વયંવર માટે તૈયારી કરે છે અને નળની સ્વયંવરમાં આવવાની વાટ જુએ છે તે સંબંધી હકીકત છે. કડવા ૨૬મામાં સ્વયંવર મંડપમાં નળ આવે છે તેનું વર્ણન આપી સ્વયંવરની હકીકત આગળ ચાલુ કરવામાં આવેલી છે.

૧૦૭૫. **સ્વયંવર, (सं. स्वयम्**=પોતે, જાતે+**वर, वृ**=પસંદ કરવું), કન્યાએ પોતાની પસંદગીનો વર શોધીને વરવું તે; આવી રીતે વર પસંદ કરવા સારૂ દેશ દેશના રાજાઓને આમન્ત્રણ મોકલી મંડપ વગેરેથી લગ્નની ધામધુમ કરવી તે. **સ્વયંવરમાં,** સ્વયંવર મંડપમાં. **વાગી હાક,** હાક વાગી; નેકી પોકારવા વગેરેથી (સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓને) ખબર થઇ—તેમના જાણવામાં આવ્યું.

**૧૦૭૬. ભૂપ,** સ્વયંવર માટે મળેલા રાજાઓ. **ભાગાં નાક,** માન કમી થયું; શોભા ન રહી. **નાક, (सं. नासिका).**

**૧૦૭૭. ભાણુ,** સૂર્ય. **જાણે...ભાણુ,** જાણે કે નૈષધ-નૈષધ પતિ —નળરાજારૂપી સૂર્યનો ત્યાં ઉદય થયો.

**૧૦૭૮. સહુ,** સઘળા રાજાઓ. **અસ્ત...સમાન,** સ્વયંવરમાં મળેલા રાજાઓ તારા જેવા હોય નહીં તેમ નળરાજાના આવવાથી અસ્ત થયા—દબાઇ ગયા—ઝાંખા પડી ગયા.

૧૦૭૯. **અનન્ત**, (**સં. अन+अन्त**), જેનો પાર નહીં તેટલાં. **અનંગ**, (**સં. अन**=વિનાનું+**अंग**=શરીર), કામ દેવનું અંગ શિવે પોતાના ત્રીજા નયનની જ્વાળાથી બાળી નાંખ્યું હતું તે પરથી પડેલું તેનું નામ. એનાં બીજાં નામો–પંચશર, મદન, મકરધ્વજ, કંદર્પ, મનસિજ, કુસુમાયુધ, ઈત્યાદિ છે. **તેજ...અંગ**, નળરાજામાં અનેકાનેક કામદેવના જેટલું તેજ–(પ્રકાશ–કાન્તિ–શોભા) હતું.

૧૦૮૦. **કાયા**, (**સં. काय**), દેહ; શરીર. **કનક**, સોનું; સુવર્ણ.

૧૦૮૧. **જોત**, જ્યોત, (**સં. ज्योतिस्**), તેજ; કાન્તિ.

૧૦૮૨. **ઉદ્યોત**, (**સં. उद्योत**), પ્રકાશ; તેજ.

૧૦૮૩. **રવિની પેર**, સૂર્યના પ્રકાશ માફક.

૧૦૮૪. **અરગજા**, અરગજો–ઘણી જાતની સુગંધી મેળવીને તૈયાર કરેલો જે પીળો ભૂકો તે. **બેહેકે**, મગમગ થઇ રહે; (સુગંધી) પસરી રહે, બેહેક બેહેક થઇ રહે.

૧૦૮૫. **વદન**, મુખ; મ્હોં. **પુનેમ**, (**સં. पूर्णिमा**), પૂર્ણિમા. **ચંદ**, ચંદ્ર. **વદન...ચંદ**, સરખાવો ચંદ્રાનન, ચંદ્રમુખી, ચંદ્રવદન.

૧૦૮૬. **કમળનયન**, કમળ, (**સં. कमल**), કમળનાં ફૂલ જેવાં બે નયન–આંખો. **ફંદ**, જાળ; સરખાવો 'પ્રેમ પાશ લીધો પ્રેમદા,' કડવું ૨૫મું.

૧૦૮૭. **નાસા**, (**સં. नासिका**), નાક. **કીર**, પોપટ. **ચંચ**, (**સં. चञ्चु**), ચાંચ. **જાણે...ચંચ**, નળનું નાક જાણે પોપટની ચાંચ જેવું સુંદર અણીઆળું હતું. સરખાવો 'નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર,' કડવું ૪થું, તથા 'કીર આનન પર શ્રીખંડ શોભે,' ક. ૧૫મું.

૧૦૮૮. **સરખા પંચ**, ચારદેવ (ઈંદ્ર, અગ્નિ, વરૂણ અને જમ–જુઓ કડવું ૧૮મું) નળના રૂપમાં અને નળરાજા મળીને પાંચ એક સરખા રૂપના નળ. સરખાવો કડવું ૨૩મું:—

'દેવ કહે સુણો નૈષધરાય, અમો ધરૂં તમારી કાય;
પંચ નળ રહિયે એક હાર, ભાગ્ય હોય તેને વરશે નાર.'

૧૦૮૯. **મુક્તા**, (**સં. मुक्ता, मौक्तिक**), મોતી. **ગજમુક્તા**, હાથીના–હાથીનાં કુંભસ્થળમાંનાં–મુક્તા–મોતી.

**૧૦૯૦. કર**, હાથ. **કુંજર**, (સં. **कुंजर**), હાથી. **કર કુંજર-શુંડાકાર**, નળના હાથ હાથીની શુંડના આકારના, લાંબા ગોળ અને સુંદર હતા. **શુંડ**, (સં. **शुंड**).

૧૦૯૧. **શોભાળ**, શોભાયમાન.

૧૦૯૨. **કટી**, કેડ; કમ્મર. **કુંજરકાળ**, હાથીનો કાળ; સિંહ. **કટીએ...કાળ**, નળ રાજાની કટી–કેડ સિંહની કેડ કરતાં પણ ઘણી પાતળી હોવાથી તેને જીત્યો હોય–તેનું અભિમાન ઓછું થયું હોય તેવું જણાતું. સરખાવો, 'જોઈ ભીમક સુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી,' ક. ૫મું.

૧૦૯૩. **શારદુલ**, (**शार्दूल**), વાઘ. **ગત્ય**, ગતિ; ચાલ.

૧૦૯૪. **નરપત્ય**, નરપતિ; રાજાઓ.

૧૦૯૫. **પ્રાણ**, ઘણુંજ વહાલું જે જન તે. **દમયંતીના પ્રાણ**, જુઓ 'મેં તમને સમરપ્યું ગાત્ર...' ક. ૧૭મું.

૧૦૯૬. **નીરવાણ**, નિર્વાણ; નક્કી.

૧૦૯૭. **તવ**, ત્યારે.

૧૦૯૮. **વિખાણ**, (**सं. व्याख्यान, वि+आ+ख्या**=તારીફ કરવી), તારીફ; ગુણ ગાવા તે. **જેનું...વિખાણ**, જુઓ કડવું ૧૨મું.

૧૧૦૦. **શીતળતાએ**, (**सं. शीत**=ઠંડું), ઠંડકની બાબતમાં. **સોમ**, ચંદ્ર; શશિ, સરખાવો 'શીતળતાએ શશિ હાર્યો,' કડવું ૧૨મું.

૧૧૦૧. **ગતે કરીને**, ગતિમાં; વેગમાં. **વાય**, વાયુ.

૧૧૦૨. **મહિમા**, માહાત્મ્ય; મોટાપણું. **શંકર**, શિવ; શંભુ; મહાદેવ; ત્રિપુરાર. **રાય**, રાજા, નળરાજા.

૧૧૦૩. **મેર**, મેરૂ. મેરૂ એ નામનો પર્વત છે. મેરૂના શિખર પર બ્રહ્માદિ દેવ, ઋષિ ને ગંધર્વો રહે છે. એ પર્વત સોના ને મણિથી ભરેલો છે, અને અચળ ગણાય છે.

૧૧૦૪. **ધને**, ધન સંપત્તિમાં. **કુબેર**, ધનનું રક્ષણ કરનારો દેવ; નવનિધિનો ભંડારી. એની નગરીનું નામ અલકાપુરી.

૧૧૦૫. **સતવાદી**, સત્યવાદી, બોલવા પાળવામાં સત્ય વચની. **શિબિ**, અયોધ્યાનો એક ચક્રવર્તિ રાજા. નવ્વાણું યજ્ઞ કર્યા પછી એ સોમો કરતો

હતો તે પ્રસંગે ઇંદ્ર, સેન પક્ષી થઈ અગ્નિ જે કપોત થઈ રાજાને ત્યાં જતો હતો તેની પાછળ દોડ્યો. રાજા જે સભામાં બેઠો હતો તેના ખોળામાં કપોત જઈ ભરાયો એટલે સેન પક્ષીએ આવી રાજાને કહ્યું કે મારો આહાર નહીં આપે તો હું પ્રાણ ત્યાગ કરીશ અને એથી તારો યજ્ઞ નિષ્ફળ થશે. કપોત કેહે હે રાજા ! શરણાગતને આપશો તો તમને પાપ બેસશે. થોડી વાર ચર્ચા ચાલ્યા પછી રાજાના પુછવાથી સેને કહ્યું કે કપોત બરોબર નરમાંસ આપો તો એને ન મારૂં. રાજાએ પોતાનું માંસ કાપી કપોત બરોબર તોળવા માંડયું, એટલામાં વિષ્ણુ આવી રાજાને ભેટી પડ્યા અને રાજાનું અંગ સારૂં થયું.

૧૧૦૬. **ઐશ્વર્ય**, શક્તિ; સત્તા. **નિઘોષ**, નિર્ઘુષ, એક સમર્થ રાજા.

૧૧૦૭. **જુદ્ધે**, યુદ્ધે; યુદ્ધની બાબતમાં. ઇન્દ્ર, દેવતાઓમાં જે મુખ્ય તે; સ્વર્ગનો રાજા; એ વાયુ, આકાશ, વિદ્યુત્ (વીજળી), ગર્જના, વૃષ્ટિ, અને પૂર્વ દિશાના દેશનો અધિપ છે. એ અમરાપુરીમાં રહે છે; એની સભામાં ગાનારા તે ગંધર્વ અને નૃત્ય કરનારી સ્ત્રીઓ તે અપ્સરા કહેવાય છે. એની સ્ત્રીનું નામ શચિ-ઇંદ્રાણિ. ઇંદ્રને હજાર આંખ છે તેથી એને સહસ્રાક્ષ કહે છે. એ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળનો લોકપાળ કહેવાય છે. **એ તો જુદ્ધે જાણે ઇન્દ્ર**, સરખાવો 'ઐશ્વર્ય યુદ્ધે ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ,' તથા 'સહસ્ર આંખ ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય,' કડવું ૧૨મું.

૧૧૦૮. **ત્યાગી**, ત્યાગ કરનાર; સંસાર સુખનો ત્યાગ કરનાર; દાન કરી દેનારો. **त्याग, (सं. त्यज्=**છોડી દેવું). **હરિશ્ચન્દ્ર**, અયોધ્યાનો સૂર્યવંશી રાજા-ત્રિશંકુના પુત્ર. એક વખત રાજા સુતો હતો એટલે તેને ઉંઘમાં સ્વપ્ન થયું કે પોતે કોઈ એક બ્રાહ્મણને સર્વ રાજનું દાન કર્યું; જાગીને જોય છે તો વિશ્વામિત્ર એક બ્રાહ્મણને વેષે આવેલા. રાજાએ તેને માગવાનું કહ્યાથી ઋષિએ એક ભાર સુવર્ણ માગ્યું; તે આપવાને પોતે રાજપાટ વગેરે સર્વ છોડી અનેક સંકટ વેઠયાં, પણ પોતાના વચનથી ડગ્યો નહીં. અનેક રીતે તેની કસોટી કરવામાં આવેલી હતી, પણ પોતાના વચન વગેરેમાં ન ડગવાથી તેના સત્યવાદીપણું વગેરે ઉચ્ચ ગુણોથી પ્રસન્ન થઈ વિશ્વામિત્રે પોતાના તપનું ફળ રાજાને અર્પણ કર્યું; અને અયોધ્યાનું રાજ પણ તન પાછું સ્વાધીન કર્યું.

૧૧૦૯. **વિદ્યાએ**, વિદ્યા પ્રાપ્તિમાં; વિદ્યા જાણનાર તરીકે. **શુક્ર શુક્ર**, શુક્રાચાર્ય, ભૃગુના પુત્ર અને દૈત્યોના ગુરૂ. એ એક આંખે કાણા થયા હતા. એ મોટા વિદ્વાન, જોદ્ધા અને કવિ હતા. એની પાસે સંજીવની વિદ્યા હતી.

૧૧૧૦. **દુખહર્તા**, દુઃખહર્તા, દુઃખ હરણ કરનાર-દૂર કરનાર. **હર્તા**, (**સં. हृ-हर्**=હરણ કરવું). **ધનવન્તરી**, સ્વર્ગના-દેવોના વૈદ્ય. સમુદ્ર મથન કરતાં નીકળેલાં ચૌદ રત્નો પૈકી એ એક હતા.

૧૧૧૧. હરખે, ( **સં. हर्ष-हर्ष्**=ખુશી થવું ), હરખ-હર્ષ પામે; આનંદ મેળવે.

૧૧૧૨. **મન ફર્કે**, નળ રાજાનું મન ફરકી જાય-પોતાના તરફથી બદલાઇ જાય.

૧૧૧૩. **આસન**, (**સં. आस**=બેસવું), બેઠક; સુખપાલ. **નાર**, દમયંતી.

૧૧૧૪. **ઉંચલી**, (ઉંચલવું-ઉંચકવું), ઉંચકીને.

૧૧૧૫. **સકુમાર**, સુકુમાર; ઘણી કોમળ (સ્ત્રી).

૧૧૧૬. **મંડપદ્વાર**, સ્વયંવરના મંડપના બારણા આગળ.

**વલણ**, (**સં. वलन, वल**=વળવું), કવિતારૂપ આખ્યાનોમાં અકેકા કડવાને અંતે જુદા જુદા ઢાળમાં કડવાનું છેવટ બતાવતી જે સાખી-ઉથલો તે. કેટલીક પ્રતોમાં 'વલણ'ને બદલે 'ઉથલો' શબ્દ છે.

૧૧૧૭. **પ્રેમદા**, (**સં. प्रमदा, प्र+मद**=મદ આવવો), સુંદર સ્ત્રી; સ્ત્રી-દમયંતી. **ચતુરા**, ચતુર, હોશિયાર સ્ત્રી.

૧૧૧૮. **સિંધાસન**, સિંહાસન, રાજાઓને બેસવા માટે ખાસ બનાવવામાં આવે છે તેવી બેઠક. **ચિંતતી**, ( **સં. चित्**=વિચાર કરવો ), ચિંતન કરતી; વિચાર કરતી. **તેણીવાર**, તે વખતે; મંડપ આગળ આવી તે વખતે.

૧૧૧૯. **માનુની**, ( **સં. मानिनी** ), માનવંતી સ્ત્રી; જેને માન-અભિમાન છે તે સ્ત્રી; દમયંતી. 'માનની' પણ વપરાય છે; જુઓ 'માન પૂરણ માનુની, મહીપત મોહવા કાજ', કડવું ૨૫મું; 'બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણન,' કડવું ૪થું; 'નરાંગના, દેવાંગના, માનની માનચુરણું,' લી. ૧૧૨૨.

૧૧૨૦. **સુભટ**, જોધ્ધો; લડવૈયો. **અહીં**–રાજાઓ. **સ્વયંવર... શોભાય**, સ્વયંવર, રાજાઓ અને સુંદરી–દમયંતી, એ બધાંની શોભાનું હું વર્ણન કરૂં છું; અથવા સ્વયંવરમાં–સ્વયંવર મંડપમાં રાજાઓ અને દમયંતીથી જે શોભા થઈ રહી હતી તેનું વર્ણન કરૂં છું.

**ટીપ**.—દમયંતીના નીચેના વર્ણન સાથે સરખાવો કડવાં ૪, ૫ ને ૧૫.

૧૧૨૧. **ભીમક**, વિદર્ભ દેશના રાજા. **તનયા**, (**સં. तन्**=વધારવું), પુત્રી. **ભીમકતનયા**, ભીમક રાજાની પુત્રી–દમયંતી. **રૂપ બનયા**, રૂપથી બનેલી; રૂપવાન. **રસાલી**, (**સં. रसाल**), રસ–આનંદ ઉપજાવે તેવી. **રંગ પૂરણું**, પૂરણુ–પૂર્ણુ–આનંદ આપનારી; અથવા આહ્લાદ પૂર્ણ કરનારી.

૧૧૨૨. **નરાંગના**, (નર+અંગના), ઉત્તમ સ્ત્રી. **દેવાંગના**, અપ્સરા, સ્વર્ગમાં ગાયન નૃત્ય કરનારી સ્ત્રી; એ સમુદ્ર મથન કરતાં દાસી સાથે સમુદ્રમાંથી નીકળી હતી; એ રૂપ મોહિની અને ચાતુર્યથી સંપન્ન છે. **માનની**, જુઓ ' માનુની ' લી. ૧૧૧૯. **માનજ ચૂરણું**, રાજાઓને માનભંગ કરતી.

૧૧૨૩. **મોચના**, મોચની, (**સં. मुच**=છૂટું કરવું), છૂટકો કરનાર. **દુઃખમોચના**, દુઃખમાંથી મોચન કરે છે તે; દુઃખ દૂર કરનારી (બહુવ્રીહિ સમાસ). **લોચના**, લોચની, (**સં. लोचन, लोच**=જોવું), આંખવાળી. **મૃગ-લોચના**, મૃગ–હરણના જેવી આંખવાળી. **લલિત**, લલિતા; મનોહર સ્ત્રી. **લક્ષણવંતયં**, લક્ષણવાળી; બત્રીસ લક્ષણવાળી.

૧૧૨૪. **ઓહોલાસિક**,(**સં. उल्लास**=હર્ષ), ઉલ્હાસ-આનંદવાળું. **વેણ**, વેણી; ગુંથેલો ચોટલો. **વાસિક**, વાસ–સુગંધમય અથવા વાસુકી–સર્પ. **વેણ વાસિક**,સુવાસિત ચોટલો, અથવા સર્પના જેવો લાંબો કાળો ચોટલો. સરખાવો 'વેણ વાસુકી સરખી, શીશ રાજતી રે લોલ' (વલ્લભ સણગારનો ગરબો). **અલકા**, અલક, કેશપાશ; ચોટલો; ચોટલાની ગુંથેલી લટ. **માલયં**, માળા–ફૂલની.

૧૧૨૫. **રાખડી**, (**સં. रक्षा, रक्ष**=રક્ષણ કરવું), વિઘ્ન–સંકટ ન નડે અને આવરદા સુખ વધે એવા હેતુથી હાથને કાંડે દોરા વડે ગુંથેલું જે ઘરેણું સ્ત્રીઓ પહેરે છે તે. **અમુલ**, અમૂલ્ય; ઘણુંજ કીમતી. **શીશ**, (**સં. शीर्ष**), માથું. **શીશફૂલ**, માથે પહેરવાનું એક ઘરેણું. **સેંથે**, સેંથામાં. **સેંથો**, (**સં. सीमन्त**), માથાના કેશની વચ્ચે સ્ત્રીઓ જે સીધી લીટી પાડે

છે તે. **સેંથે સિંદુર શોભયં**, સેંથામાં સિંદૂરની ટપકી કરેલી તે ઘણી શોભતી હતી.

૧૧૨૬. **ઝાલ**, સ્ત્રીઓને કાને ઘાલવાનું ફૂલ અકોટી જેવું એક જડાવ ઘરેણું. **ઝલકિત**, ઝળકતી. **ચલકિત**, ચળકતાં. **મન લોભયં**, મન લલચાવે છે.

૧૧૨૭. **સુધાસિંધુ**, સુધા–અમૃતનો સિંધુ–સાગર. દમયંતીનું મુખ અમૃતના સાગર જેવું હતું. **વદન**, મુખ. ઇંદુ, ચંદ્ર. **વદન ઇંદુ**, મુખ ચંદ્રના જેવું હતું. સરખાવો ચંદ્રવદની, ચંદ્રાનની; હરિવદની, 'ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય,' કડવું ૪થું. **ભૃગુટી ભ્રમર બે ગુંજયં**, બે ભૃગુટી–ભમ્મર–ભવાં ઘણાંજ કાળાં હોવાથી બે ભ્રમર–ભમરા ત્યાં ગુંજતા–ગુંજન કરતા હોય તેવું લાગતું હતું.

૧૧૨૮. **અમલ**, નિર્મળ. **જુગ્મ**, **(સં. યુગ્મ)**, બે, જોડ. **નેત્ર... કમળ**, દમયંતીનાં બે નેત્ર નિર્મળ અને **તે** જાણે બે કમળ હોય તેવાં સુંદર દેખાતાં હતાં. **કુંજયં**, કુંજ–વેલાઓથી છવાઈ રહેલી જગ્યા.

૧૧૨૯. **અણીયાળાં**, અણીવાળાં (નેત્ર). સરખાવો 'નેત્ર અણિઅગ્રે શ્રવણ વીંધ્યા, સોય થઈ નીમડિયાં,' કડવું ૧૫મું. **અંજન**, સુરમો, કાજળ વગેરે આંખમાં આંજવામાં આવે તે. **ખંજન**, એક જાતનું પક્ષી. એની પુછડી એના શરીર જેટલી લાંબી ને ઉભી હોય છે ને તે વારેવારે હાલ્યાજ કરે છે. **મીન**, માછલું. **મૃગ**, હરણ. **દ્વે**, બે; બન્ને. **હારયં**, હાર્યાં. **અણીયાળાં...હારયં**, દમયંતીનાં નેત્ર ચપળ અને તીણાં અણીદાર હતાં, તેમજ તેમાં અંજન આંજેલું હતું, તેથી તે ચપળ–ચંચળ ખંજન જેવાં લાગતાં, અને માછલી તથા હરણ એ બે આંખની સરસાઇમાં હારી ગયાં હતા; તેમની આંખો કરતાં દમયંતીની આંખો શ્રેષ્ઠ હતી. સરખાવો 'મીન ને મધુકર; નેત્ર ભૃકુટિ દેખીને, જળ કમળ કીધાં ઘર,' કડવું ૪થું, તથા 'કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં,' કડવું ૧૫મું.

૧૧૩૦. **કટાક્ષ બાણ**, કટાક્ષ રૂપી બાણ; મોહનાં બાણ. **પડયા... મારયં**, કટાક્ષ રૂપી મોહનાં બાણ શૂર–શૂરવીર રાજાઓને માર્યાં તેથી તે પૂરેપૂરા ઘવાયા અને ત્યાંજ તે પડયા.

૧૧૩૧. **વિવિધ પેરે**, વિવિધ–અનેક પેરે–રીતે–બાજુએથી. **નયન ઘેરે**, ઘેરાયલી આંખે. **તિલક**, ધર્મ, પંથ દેખાડવા સારૂ અથવા શોભાને માટે કપાળે જે ચિહ્ન કરવામાં આવે છે તે. **ભાલે**, કપાળે.

૧૧૩૨. **દીપક**, દીવો. **હેમ**, સોનું; સુવર્ણ. **નાશ્યા**, (?) નાસિકા, નાક. '**દીપક પ્રકાશ્યા, હેમ નાશ્યા**', પાઠ સ્પષ્ટ નથી; અર્થ કદાચ એમ નીકળે કે 'દમયંતીની નાસિકા હેમ–સોનાના રંગના જેવી પીળી, અને દીપક–દીવાના ચકચકતા પ્રકાશ જેવી તેજસ્વી હતી.' **કરી**, હાથી. **હીંડે... લીધયં**, હીંડવાની–ચાલવાની રીતથી હાથીનું મન હરી લીધું.

૧૧૩૩. **દાડેમ**, દાડમ, (**સં. दाडिम**), એક જાતનું ફળ. એના દાણા–બીજ સાથે દાંતને સરખાવવામાં આવે છે. **દંત**, દાંત. (રદ, દાંત). **દાડેમ બીજ દંત**, સરખાવો 'દંત દેખી દાડમ ફાટ્યું, કપોત સંતાડે મહોને' કડવું ૪થું. **રસના**, જીભ. **અનંત**, પુષ્કળ. સરખાવો 'રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ,' ક. ૪થું. **ચિબુક**, હડપચીની વચમાંનો છીછરૂ ખાડો. **મધુકર**, ભમરો; ભ્રમર. **શોભે...બાલયં**, બાળ –નાના ભમરા જેવી તેની ચિબુક શોભતી હતી.

૧૧૩૪. **ગલુબંધ**, ગળાનું ઘરેણું; ગળચવો. **જુગતા**, બે. **હાર મુગતા**, મુગતાહાર, મુક્તાહાર, (**સં. मुक्ताहार**), મોતીનો હાર. **શોભાલયં**, શોભે છે. **ગલુબંધ...શોભાલયં**, સરખાવો 'ગળુબંધ કંઠે નવરંગ, મુગતાહાર છે બે સંગ', કડવું ૫મું.

૧૧૩૫. **અવળ**, અવલ, સૌથી સરસ; સારાં. **અંબુજ**, (**સં. अम्बु**= પાણી+**ज**=જન્મેલું), પાણીમાં જન્મેલું; કમળ. સરખાવો પંકજ. **જુગ્મ... અંબુજ**, બે સારા ભુજ–હાથ–હાર્દેલી રૂપી કમળ. સરખાવો 'હસ્ત કમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર', કડવું ૪થું. **બાજુબંધ**, બાજુબન્દ, હાથ–બાહુ ઉપર ઘાલવાનું સોનાનું–જડાવ ઘરેણું.

૧૧૩૬. **નાદ**, શબ્દ; અવાજ; ઝણકાર. **રંકણુ**, રણકો. **ચુડી**, સ્ત્રીઓને હાથે પહેરવાનું સોનાની ચીપથી મઢેલું દાંતનું ગોળાકાર ઘરેણું. **કંકણુ**, સોનારૂપાનું કાંડા પર પહેરવાનું કાંગરાવાળું ઘરેણું. **મુદ્રિકા**, મુદ્રા; વીંટી. **મૂલયં**, મોટા મૂલની; કીમતી.

૧૧૩૭. **અંગુલી,** આંગળી. **મુગની ફળી,** મગની સીંગ. (મગ-(**સં. मुद्ग**). **નખ...ધારયં,** તેના નખ નંગ-રત્નની જ્યોત-તેજ-કાન્તિ ધારતા હતા-તેજવાળા હતા. **પુખરાજ,** પોખરાજ, (**સં. पुष्पराग-राज**), પીળા રંગનો હીરો. ( Topaz ).

૧૧૩૮. **સાજ,** સણગાર. **આભુષણ બહુ સાજ,** ઘરેણાંઓનો ભારે સણગાર છે.

૧૧૩૯, **વિષધર,** ( **સં. विष**=ઝેર+**धर**=ધારણ કરનાર, **धृ**=ધારણ કરવું ), સર્પ. **પયપાન,** પય-દૂધનું પાન-પીવું તે.

૧૧૪૦. **કુસુમ,** ફૂલ. ગુચ્છ, (ગુછ), સમૂહ. **ઉદય,** ( **સં. उत्+अय**=ઉપર જવું), ઉગેલા-થયેલા. **દ્રે કુચ,** બે સ્તન. **કુંભસ્થળ,** હાથીનું ગણ્ડસ્થળ, હાથીના માથાનો ઉપલો કાનની પાસેનો ભાગ. સરખાવો, ' દમયંતીના કુચ દેખી હાર્યું કુંજરકૂળ', કડવું ૪થું. **માન,** ( **સં. मा**= માપવું ), સરખું.

૧૧૪૧. **સલિતા,** સરિતા; નદી. **પોયણ,** પોયણું; કુમુદ ફૂલ; એક જાતનું કમળ-એ રાતે ખીલે છે ને સૂર્ય ઉગતે બિડાય છે. **પોયણ પાન** કમળના પત્ર ( જેવું ઉદર-પેટ ).

૧૧૪૨. **વંક,** વાંકી, વાંકવાળી. **કટી,** ( આ લીટીમાં 'કરી' છપાયું છે તે ' કટી ' જોઇએ ) કેડ; કમ્મર. **લંક,** પાતળી કમ્મર. જુઓ લી. ૧૦૯૨. **મેખલા,** કેડે પહેરવાનો કંદોરો. **ઘુગર,** ઘુઘર, ( **સં. घर्घरी** ), ઘુઘરા. **ઘુગર ગાનયં,** મેખલાની ઘુઘરી ગાન કરતી-તેનો સુંદર અવાજ થતો.

૧૧૪૩. **ઝંગ,** ઝંગા; જાંગ. **રંભા,** સ્વર્ગની એક અપ્સરા. અહીં રંભા જેવી સ્ત્રી-દમયંતી. **કદળીસ્થંભા,** કદળી-કેળના સ્થંભ-થડ જેવી. સરખાવો 'કેળશાખાએ જલજ જુગ્મ ચઢયાં,' ક. ૧૫મું. **સ્થંભા,** (**સં. स्तंभ**). **હંસગજગતી હીંડયં,** હંસ અને ગજ-હાથી એની માફક તે ચાલતી હતી; હંસ અને ગજના જેવી તેની ચાલ હતી. સરખાવો 'હંસને પણ થઈ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી,' ક. ૫ મું, તથા ' હંસગામિની, ' ' ગજગામિની. '

૧૧૪૪. **સુખપાલ,** એક જાતની પાલખી, **ઢુંકી,** ( રાજાઓની )

પાસે. **પાય**, પાગ, પગ. **મોણુમોણુ**, મોણુમોણુ; ધીરેધીરે; આસ્તે રહીને. **મંડયં**, માંડતી; મુકતી હતી.

૧૧૪૫. **નેપુર, (सं. नूपुर)**, સ્ત્રીઓના પગનું ઘરેણું; ઝાંઝર. **ઝણુકત**, ઝણુકાર; રણુકો. **અણુવટ**, પગને અંગુઠે ઘાલવાનું ઘુઘરીવાળું રૂપાનું ઘરેણું. **ઘન ઘોરયં**, ઘનઘન અવાજ કરે છે. **નેપુર...ઘોરયં**, સરખાવો 'નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો,' તથા 'વાજે નેપુર કેરો ઝણુકો, અંગુઠે અણુવટનો ઠણુકો,' કડવું ૫મું.

૧૧૪૬. **ઘાઘર**, ઘાઘરો. **ઘમર**, ઘેર; ઘેરાવો. **અંબર**, સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું કસબી ઝીણા ઝીણા બુટ્ટાવાળું લુગડું. **ફુલેલ**, ફૂલના પાસથી સુંગધીવાળું થયેલું તેલ–ધૂપેલ–મોગરેલ વગેરે. **છુટે ઢોરયં**, છુટથી વપરાયલું છે.

૧૧૪૭. **અગરબત્તી**, અગરના લાકડા–અગર નામના એક જાતના હલકા સુગંધીવાળા લાકડા, કપૂર અને બીજા સુગન્ધી પદાર્થોનો ચુરો લગાડેલો એવી જે સળી તે; ધૂપસળી. **ચમર**, ચમ્મર, **(सं. चामर)**, મોરપીંછનું અથવા હમામનાં રાતાં ધોળાં કુમળાં પીંછાનું અથવા ગાયના પૂછડાના વાળનું જે રાજચિહ્ન તરીકે રાજા વરરાજા ઉપર ધરી રાખવામાં અથવા ફેરવ્યા કરવામાં આવે છે તે. સરખાવો 'રાયને છત્ર ચામર ઢળે,' ક. ૨૪મું. **ચમર શીર ઢળે**, રાજાઓની પાસે ચમર–ચમ્મર રાખી વખતો વખત માથા ઉપર ફેરવતા હતા. **રાજયં**, રાજતા–શોભતા હતા.

૧૧૪૮. **લોલક**, કલ્લોલક; આનંદ આપનારાં. **ચંગ**, (કવિતાના ભાગમાં 'અંગ' છપાયું છે તે 'ચંગ' જોઈએ), મોરચંગ; મ્હોડેથી વગાડવાનું એક વાજું; અથવા, તાલ વગાડવાની પિત્તલની ચકિતઓ. **ઢોળક**, ઢોલક, લંબગોળ લાકડાના ખોખાની બન્ને બાજુએ ચામડું મઢેલું હોય છે એવું એક વાદ્ય. **મૃદંગ**, એક જાતનું બે હાથે વગાડવાનું વાદ્ય; પખવાજ. **વેણા**, વીણા, એક તંતુ વાદ્ય; બે પાસ બે તુમડાં ને સાત તારનું વાદ્ય. તમ્બુરાના અર્થમાં પણ વીણા વપરાય છે. સરખાવો 'વીણાપાણી.'

૧૧૪૯. **કીરત**, કીર્તિ; વખાણ. **બંદણી, (सं. बन्दिन, बन्दिन)**, રાજાઓનાં વખાણ કરનાર ભાટ ચારણો. **સહસ્ર**, હજાર. **જયેષ્ટિકેદારયં**, જયેષ્ટિકાદારો, જેષ્ટિકાવાળા; છડીદારો.

૧૧૫૦. **કામ**, જુઓ ' અનંગ ' લીટી ૧૦૭૯. **પંચ કામ બાણ**, કામદેવનાં પંચશર–બાણ:—(૧) અરવિંદ–કમળ, (૨) અશોક, (૩) આંબાનો મોહોર, (૪) મોગરો ( નવમલ્લિકા ), (૫) ઘેરા આસમાની રંગનું કમળ–નીલોત્પલ. નીચેના પાંચ નામ પણ બાણનાં આપવામાં આવે છેઃ—(૧) સંમોહન, (૨) ઉન્માદન, (૩) શોષણ, (૪) તાપન, (૫) સ્તંભન. **સંધાણ**, સંધાન, તાકવું તે; નિશાન. **કરી સંધાણ**, બાણ તાકીને.

૧૧૫૧. **ભરમાયા**, (**સં. ભ્રમ્**=ભટકવું), ભ્રમમાં પડયા; છેતરાયા. **પડયા મોહકૂપ**, ચિત્ત પરવશ થવાથી મોહરૂપી કૂવામાં પડયા. **પ્રેમપાશે**, પ્રેમરૂપી પાશ–જાળમાં. **બંધયં**, બંધાયા; ફસાઈ ગયા.

૧૧૫૨. **ઠામથી**, પોતે બેઠેલા તે આસનેથી. **ડગીયા**, ખસ્યા. **રીસાળ**, રિસાળ, રિસાળવા. **રગીયા**, (રિસાળ છતાં) આશા રાખનારા અને કાલાવાલા કરનારા. **મીટ**, દૃષ્ટિ; નજર. **સંધયં**, સાધવું; માંડવું. **કો મીટ...મંડયં**, તે રાજાઓ ઉપર કોઈ નજર નાંખતું નથી, તેમની સામે દૃષ્ટિ કરતું નથી.

૧૧૫૩. **આડા ઉતરે**, હરકત થાય તેવી રીતે વચમાં આવે. **ખંખારો કરે**, દમયંતીને ચેતવવા સારૂ ગળામાંથી ઘસાતો સાદ કાઢે. **ભાલયં**, ભાળે; (તેના તરફ) જોય.

૧૧૫૪. **શકે પોહોતા કાલયં**, જાણે કે તેનો કાળ આવી રહ્યો; મરણ તોલ થઈ રહ્યા હોય નહીં તેવું લાગ્યું.

૧૧૫૫. **ચિત્ર લખિયા**, ચિત્રમાં લખાયલા–ચિત્રાયલા–હોય તેવા થયા; ચિત્રવત્ સ્થિર થઈ ગયા. **વારોવારયં**, વારોવાર; વારંવાર.

૧૧૫૬. **સમીપ ધશિયા**, છેક દમયંતીની પાસે ધસીને ગયા. **ધારયં**, ધારે–ધરી લે છે; પકડી લે છે.

૧૧૫૭. **લાંબી ડોક કરતા**, પોતાની ડોકી છેક આગળ ધરતા. **નથી નરતા**, અમે નરતા–નઠારા–( નળરાજાથી ) ઉતરતા નથી. **હાર**, ફૂલની માળા; વરમાળ; સ્વયંવરમાં વર પસંદ કરી તેને પહેરાવવા સારૂ કન્યા જે માળા લઈ જાય છે તે. **આરોપયં**, આરોપ, (**સં. આ+રુહ્**=ચઢવું, આરોપય=નાખવું), અમને (હાર, વરમાળ) પહેરાવ.

૧૧૫૮. **બંધે**, બાંધે. **ફંદ**, ફાંદો; જાળ. **પ્રેમ ફંદે**, પ્રેમની પાશ-જાળમાં. **નવ ગ્રહે**, નવગ્રહ-રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ, અને કેતુ એ નવ ગ્રહ. **પડયા નવ ગ્રહે કોપયં**, નવગ્રહના કોપમાં પડ્યા; નવે ગ્રહ તેમના ઉપર કોપાયમાન થયા.

૧૧૫૯. **કનક કાપે**, સોનું-મોટી લગડી વગેરેમાંથી-કાપે-દમયંતીની સાહેલીઓને લાંચ આપવા સારૂ. **સાહેલી**, સખી; બહેનપણી. **સાધયં**, સાધે છે; (દમયંતી પોતાને વરમાળ આરોપે તે માટે) હાથમાં લે છે.

૧૧૬૦. **વેહેવા, (સં. विवाह)**, વેવિશાળ; લગ્ન. **વેહેવા મારો બાંધયં**, મારો વિવાહ બંધાય-મને વરમાળ પહેરાવે તેવી તજવીજ કર.

૧૧૬૧. **રાજનાં**, રાજાઓનાં. **ગોર**, ગોરાં; સુંદર. **ગાત્ર**, શરીર. **તૃણ**, ઘાસ. **તૃણ માત્ર**, ઘાસનાં તરણાં-તણખલાં જેવાં. **તારૂણી, (સં. तरुणी)**, જુવાન સ્ત્રી; અહીં દમયંતી. **લેખયં**, લેખતી; ગણતી. **રાજનાં...લેખયં**, સ્વયંવરમાં મળેલા રાજાઓનાં ગાત્ર ગોરાં હતાં, તે રાજાઓ ઘણા સુંદર રૂપવાન હતા, છતાં તારૂણી-દમયંતી-તેમને તૃણ માત્ર ઘાસનાં તણખલાં જેવા નકામા પોતાના મનમાં લેખતી-ગણતી હતી.

૧૧૬૨. **મુખ મરડે**, મ્હોં વાંકું વાળે, મ્હોં ફેરવી નાંખે. **આંખ તરડે**, ગુસ્સો આવેલો તે આંખના ચમકારાથી બતાવે. **ઉવેખયં**, ઉવેખે **(સં. उपेक्ष्, उप+ईक्ष्**=ન ગણવું, અનાદર કરવો), અનાદર કરે છે; તરછોડે છે.

૧૧૬૩. **આઘી ચાલી**, આગળ ચાલી.

૧૧૬૪. **જાણી કરી**, જાણીને; સમજીને. **પંચનળની હાર**, જુઓ કડવું ૨૩મું તથા લીટી ૧૦૮૮.

૧૧૬૬. **સંચ**, યુક્તિ; તજવીજ.

૧૧૬૭. **અવરથા**, વૃથા, **(સં. वृथा)**, નિષ્ફળ; ફોકટ. ગુજરાતીમાં કેટલાએક સંસ્કૃત સાધિત શબ્દોની અગાડી અર્થમાં ફેરફાર થયા વગર **અ** ઉમેરાયેલો જોવામાં આવે છે.-અલોપ, અગોપ, અવરથા એ શબ્દો એવાજ પ્રકારના છે. **નળનાથની** પતિ તરીકે ગણેલા નળરાજા. જુઓ 'નૈષધ પતિને પિંડ સોંપ્યો, અન્ય તણું નવ કાજ...ચિત્ત ચોહોટું નળને ચર્ણું,' કડવું ૨૨મું. **નળ...રહ્યું**, સ્વામી તરીકે સ્વીકારેલા નળરાજાને વરવાનું-પરણવાનું રહ્યું-અટકી પડયું.

૧૧૬૮. **ધરા,** (**सं. धृ**=ધારણ કરવું), ધરણી; પૃથ્વી. **કપટી,** કપટ રૂપ ધારીને આવેલા; વેશધારી. **ખરા,** ખરેખર.

૧૧૬૯. **ચેષ્ટાને કરે,** ચેષ્ટા કરે; વરમાળ આરોપાવવા અનેક યુક્તિઓ કરે છે. **માળ,** વરમાળ.

૧૧૭૦. **થઈ ગાભરી,** ગભરાઈ ગઈ; બ્હાવરી બની ગઈ. **વિપરીત,** (**सं. विपरीत, वि+परि+इत; इ**=જવું, **विपरी**=સામી દિશાએ જવું), ઉલટું; ધારવા કરતાં જૂદુંજ.

૧૧૭૧. **કૌતક,** (**सं. कौतुक**), નવાઈ જેવી વાત; જોવા જેવો દેખાવ.

૧૧૭૨. **પડયો વિચાર,** વિચારમાં વાત પડી; (મને) ખરા નળ કયા ને ખોટા કયા તે બાબતમાં મુંઝવણ થઈ.

૧૧૭૩. **આશ્ચર્જ,** આશ્ચર્ય; અચરજ; અચંબા જેવી વાત. **વિણ,** વિના; શિવાય.

૧૧૭૪. **શકે,** શક જાય છે કે. **નીરધાર,** નિર્ધાર; નક્કી. **નળને આકાર,** નળના રૂપમાં—નળનું રૂપ ધરીને.

૧૧૭૫. **પરીક્ષા,** (**सं. परि+ईक्ष**=જોવું), તપાસ; કસોટી. **નિમેષ,** (**सं. निमेष**), આંખ ઉઘાડ દે કરવી તે; આંખનો પલકારો. **વિરજ,** રજ—ધૂળ વગરના. **વસ્ત્ર,** (**सं. वस्**=કપડાં પહેરવાં), કપડાં; લુગડાં. **અંત્રિક્ષ,** (**सं. अन्तरिक्ष**), આકાશ. અહીં અવ્યય, અદ્ધર; પૃથ્વીને અડકયા વગર. **એ પરીક્ષા...અંત્રિક્ષ,** દેવતાઓનાં ચક્ષ—આંખમાં નિમેષ નથી, તેમની આંખ પલકારા મારતી નથી, તેમના કપડાં પર રજ—ધૂળ—હોતી નથી, અને તેઓ પૃથ્વીને અડકયા વગર અદ્ધર ઉભા રહે છે, એ તેમની પરીક્ષા છે; દેવતા છે કે કેમ તેની એ રીતે ખાતરી કરી શકાય છે. સરખાવો 'નળ અમરમાં વેહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ; દેવ રહેશે અંતરિક્ષ ઉભા, નવ મળે નીમેષ,' અથવા 'દેવના વીરજ વસ્ત્ર ને અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેષ,' કડવું ૧૩મું.

૧૧૭૭. **મારગ,** માર્ગ; રસ્તો; ઉપાય.

૧૧૭૯. **અળગા,** (**सं. अ**=નહીં+**लग्**=લાગવું), આઘા; દૂર.

૧૧૮૦. **સંચ,** તક; સંજોગ.

૧૧૮૧. **શાપ્યો,** શાપ દીધો. **શાપ,** ( **सं. शप्**=શાપ દેવો ),

જેને જેનાથી દુઃખ થયું હોય તેણે તેનું માઠું ઈચ્છવું તે. **હુતાશંન**, હુતાશન, (**સં. हुत=હોમેલું+अशन=ભક્ષ** કરનાર), અગ્નિ દેવ; વહ્નિ દેવ; પંચ મહાભૂતમાંના ત્રીજા-તેજ અથવા વહ્નિનો મૂર્તિમાન દેવતા. દક્ષની કન્યા સ્વાહા એની સ્ત્રી થાય. **વાંદર**, વાંદરો. **વદંન**, વદન; મુખ.

૧૧૮૨. **કાજ**, કાર્ય; કામ. **મહારાજ**, અહીં ઈંદ્ર.

૧૧૮૩. **વરૂણ**, પશ્ચિમ દિશાના દિગ્પાળ અને પાણીના અધિપતિ-રાજા (Neptune). એની રહેવાની નગરી માનસોત્તર પર્વત પર આવેલી નિમ્નલોચિની અથવા સૂષા છે. એની સ્ત્રી ગૌરી અને એનું આયુધ પાશ છે. **જમ**, યમ, અદિતિના પુત્ર જે બાર આદિત્ય તેમાંના એક. એ ન્યાય કરનારા દેવ છે. એ દક્ષિણ દિશાના પ્રદેશના અધિપ છે. ન્યાયના દેવ દાખલ એનું નામ ધર્મરાજ છે, અને સર્વ વસ્તુનો અંત આણનાર દાખલ તે મૃત્યુ કહેવાય છે. એની નગરીનું નામ તે યમપુરી. યમને બે રૂપ છે. એક સત્ય અને પરોપકાર બુદ્ધિ દેખડાવતું તેજસ્વી છે અને એ રૂપે ધર્મરાજ કહેવાય છે. બીજે રૂપે તે યમજ કહેવાય છે, જેને દુષ્ટ અધર્મી જીવ જોય છે. **માંજાર**, માંજર, (**સં. मार्जार**), બિલાડી.

૧૧૮૪. **શ્વાન**, કૂતરો.

૧૧૮૫. **વાનર**, વાંદરો.

૧૧૮૬. **વાધાવેધ**, ભાંજગડ; હોંસાતોંસી; સરસાઈ.

૧૧૮૭. **કીધાં માંહોમાંહે ફોક**, માંહોમાંહેના શાપ રદ કીધા, અથવા માંહોમાંહે એક મત થઈને શાપ રદ કર્યા.

૧૧૮૮. **પંચ નળી**, પાંચ નળ.

૧૧૮૯. **વરીએ**, વરમાળ પહેરાવીએ.

૧૧૯૧. **બુધ્યમાન**, બુદ્ધિમાન; હોશિયાર. **માન મુકાવે**, અભિમાન મુકાવે-છોડાવે; માનભંગ-નિરાશ કરે.

૧૧૯૨. **ચારેને**, ચારે દેવને. **પ્રણામ**, (**સં. प्र+नम्**=નમવું), હાથ જોડી નમન કરવું તે. **તાત**, (**સં. तन्**=વિસ્તાર કરવો), પુત્રાદિકનો વિસ્તાર કરનાર જે હોય તે; પિતા.

૧૧૯૩. **લોભ**, દમયંતીને મેળવવાનો-પરણવાનો લોભ-આતુરતા.

સરખાવો 'અગ્નિ કહે શું અધર્મ બોલવું, સર્વ દમયંતીના લોભીજી', ક. ૧૮મું. **વીરસેન**, નિષધ દેશનો સૂર્યવંશી રાજા, નળનો પિતા.

૧૧૯૪. **કરને ઘસે**, કર–હાથ ઘસે–પોતાના પ્રશ્નથી મનને ખુલાસો થાય તેવો જવાબ ન મળવાથી નિરાશા બતાવવાનું ચિહ્ન કરતી.

૧૧૯૫. **કપટરૂપ**, વેશધારી નળોને. **વળગી રહ્યાં**, (નળને માટે) (શું–શું કામ) આટલો મોહ રાખી રહ્યાં છો.

૧૧૯૬. **રૂપનાં ધામ**, રૂપના ભંડાર; ઘણાજ રૂપવાન.

૧૧૯૭. **સકળ**, (**સં. सकल**), સઘળાં (દેશનાં). **નરેશ**, (**સં. नर+ईश; ईश, ईश्**=રાજ કરવું), નરનો ઈશ; રાજ કરનાર. **ગુણ**, સારા ગુણ–સ્વભાવ, યશ, આચરણ, શક્તિ, વિદ્યા વગેરે. **ગ્રામ**, સંગ્રહ. **ગુણગ્રામ**, જે જે સારા ગુણો હોય તે બધા.

૧૧૯૮. **ન ગમ્યા**, પસંદ ન પડ્યા.

૧૧૯૯. **ઓચરે**, (**સં. उत्+चर्**=ઉચ્ચાર કરવો, બોલવું), ઉચ્ચાર કરે; બોલે; કહે.

૧૨૦૦. **નારદજી**, નારદમુનિ. એ બ્રહ્માના પુત્ર સ્વાયંભૂ મનવન્તરમાં બ્રહ્માએ દશ પ્રજાપતિ ઉત્પન્ન કર્યા તેમાંના એક; એણે પ્રજોત્પત્તિનું કામ માથે લીધું નથી, એટલે બ્રહ્મચારીજ રહ્યા છે. એ દેવર્ષિઓમાં મુખ્ય છે. નારદ મસ્તકે જટાભાર અને ખાંધે વીણા રાખે છે, તથા કપાળે ઉભું ટીલું કરે છે. એણે ધર્મસ્થળ ઉપર એક સ્મૃતિ, તીર્થસ્થળ ઉપર એક, અને ગાયન ઉપર એક એમ ગ્રંથ કર્યા છે. તે ધર્મ–બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવામાં સમર્થ વક્તા છે, તેમ ગાયનમાં એક્કા કહેવાય છે. એ સદૈવ ત્રિલોકમાં અહીં તહીં ફર્યાજ કરે છે. લડાઈ કરવામાં એ આનંદ માને છે; જુઓ 'નારદને કલહની ટેવ,' ક. ૧૭મું. **અંત્રિક્ષ**, આકાશમાં. **ઈંદ્રાણિ**, ઇંદ્ર રાજાની સ્ત્રી–શચિ. **આદ**, આદિ. **ઈંદ્રાણિ આદ**, ઈંદ્રાણિ જેમાં પહેલા છે તે; ઈંદ્રાણિ અને બીજી ત્રણ.

૧૨૦૧. **ચાહારે દેવની ચાહારે નાર**, ચાર દેવની ચારે સ્ત્રીઓ –ઈંદ્રની શચિ, અગ્નિની સ્વાહા, વરુણની ગૌરી, અને યમની સ્ત્રી. **ભરતાર**, (**સં. भर्तृ**), પતિઓએ.

૧૨૦૨. **કારજ**, કાર્ય; કર્મ; કરતૂક.

૧૨૦૩. **દેવાંગના**, દેવની અંગના–સ્ત્રી. **અમર જાણી**, દેવની સ્ત્રીઓ છે એવું સમજીને. **વંદના**, વંદન, (**सं. वंद्**=નમન કરવું), પ્રાર્થના. **માંડી વંદના**, તેમની–દેવોની સ્તુતિ–પ્રાર્થના કરવા માંડી.

૧૨૦૪. **અલ્પ જીવ**, હલકાં પ્રાણી. **કરૂપ**, રૂપ વગરના; કદરૂપાં. **ભારેખમ ભૂપ**, મહા સમર્થ ભૂપ–રાજા–દેવો.

૧૨૦૫. **જમ**, યમરાજા. **જરા**, ઘડપણ. **ત્રાશીયે**, ત્રાસ પામીએ–દુ:ખી થઇએ. **પુજનિક**, પૂજનિક, (**सं. पूज**=પૂજા કરવી), પૂજ્ય; પૂજવા જેવા. **ઉપાસીયે**, (**सं. उप+आस**=પાસે બેસવું), ઉપાસના કરિયે; ભક્તિ ધ્યાન વગેરેથી પૂજન કરિયે.

૧૨૦૬. **તમો...રાજાન**, ભીમક પિતા જેવા તમે અમારા વડીલ છો. **હું...સમાન**, હું તમારી પુત્રી જેવી છું.

૧૨૦૭. **ભરીયાં ચક્ષ**, આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. **થયા પ્રત્યક્ષ**, પોતાનાં ખરાં રૂપ ધારણ કરી દેવરૂપે પ્રકટ થયા.

૧૨૦૮, **જય**, (**सं. जि**=જય મેળવવો), **જય જય થાય**, જય–ઘોષ થઇ રહ્યો; આનંદ પ્રવર્તી રહ્યો.

૧૨૦૯. **તૃષ્ટમાન**, તુષ્ટમાન, (**सं. तुष**=સંતોષ પામવો), તુષ્ટ (થયા); નળ પ્રત્યે ઘણા સંતોષિત–ખુશી થયા. **વરદાન**, (**सं. वर, वृ**=પસંદ કરવું; **दान, दा**=આપવું), ઇશ્વર, દેવ, ઇત્યાદિએ પ્રસન્ન થઇને ભક્ત વગેરેની ઇચ્છા પૂરી પાડી આપવાને તેને કહેલું જે વચન તે.

૧૨૧૦. **વર**, વરદાન. **સુર**, (**सं. सुर**), દેવ. **સુરરાજ**, સુરરાજાન, દેવોમાં રાજા જેવા શ્રેષ્ઠ; ઇંદ્ર, અગ્નિ, વરૂણ અને યમ. **સહજે**, સેહેજમાં; ઘણી મહેનત વગર. **સરીયું**, થયું. **કાજ**, કાર્ય; કામ. **સરીયું કાજ**, કામ થઇ ગયું; દરેક દેવે આપેલા બબ્બે વરદાનનો લાભ મળ્યો.

૧૨૧૧. **કમળમાળ**, કમળના ફૂલની માળા. **લક્ષ**, લાખ.

૧૨૧૨. **અશ્વમંત્ર**, (**सं. अश्व**=ઘોડો), ગમે તેવા દુબળા અશ્વ–ઘોડા હોય તો પણ ઘણાજ વેગથી ચલાવવાનો મંત્ર–વિદ્યા; જે મંત્ર–વિદ્યાથી ઘોડો વશ થઇ આસમાનમાં ઉડે–ઘણા વેગથી જાય તે. **શત**, (**सं. शत**=

સો), સો–સેંકડો. **જોજન, (सं. योजन)**, ચાર કોશ–ગાઉ જેટલું અંતર–લાંબુ માપ તે.

૧૨૧૩. **સમરે, (सं. स्मृ, स्मर्**=યાદ કરવું), સ્મરણ કરે; યાદ કરે. **પ્રગટું, (सं. प्रकट)**, પ્રકટ થાઉં.

૧૨૧૪. **ધર્મ**, યમરાજા. **ભોગવે રાજભોગ**, રાજા તરીકેનાં સુખ ભોગવે, અનુભવે; રાજ્ય ચલાવે (ત્યાં સુધી).

૧૨૧૫. **વાંછના, (सं. वांछा, वांछ**=ઇચ્છા રાખવી), ઇચ્છા. **જે...વાંછના**, તારી કથા જે કરશે ને તે સાંભળવાની જે ઇચ્છા કરશે. **જાચના, (सं. याचना, याच**=માગવું), માંગવું તે. **તેને...જાચના**, તેને જમ–યમ રાજાની યાચના કરવી નહીં પડે; પોતાને દુઃખમાં નાખવા નહીં એવી પ્રાર્થના કે માગણી નહીં કરવી પડે.

૧૨૧૬. **પલ્લવ**, ઝાડને જે નવા અંકુર આવે છે તે. **નવપલ્લવ થાય**, (સુકાઈ ગયેલા ઝાડને) નવાં પાંદડા આવે અને લીલું થઈ જાય.

૧૨૧૭. **સમર્યું**, સ્મરણ કરેલું; સ્મરણ કરવામાં આવે તેવું. **તતકાલ**, તુરતજ. **વર પામ્યો**, વરદાન મેળવી ભાગ્યશાળી થયો.

૧૨૧૮. **આપ્યો વર**, (સર્વ દેવોએ મળીને) વરદાન આપ્યું. **અમૃત સ્રાવીયા**, (સ્રાવિયા–**सं. स्रु, स्रव**=વહેવું), જેમાંથી અમૃત ઝરે–ગળે એવા; જે વસ્તુ નિર્જીવ હોય તેને હાથ અડકેથી સજીવન થાય તેવા.

**ટીપ**—નળ અને દમયંતીને મળેલાં વરદાનોનાં ઉપયોગ અને ફળ–પ્રાપ્તિ માટે જુઓ.—

ઇંદ્રનો અશ્વમંત્ર–કડવું ૫૩મું;
અગ્નિથી ન દાઝવાનું–લીટી ૧૪૭૦;
અગ્નિનું પ્રગટ થવું–કડવું ૫૭મું;
સુકા વૃક્ષનું નવપલ્લવ થવું–કડવું ૫૭મું;
સમર્યું જળ ઉપજવાનું=કડવું ૫૭મું;
કર–હાથ અમૃત સ્રાવિયા હોવાનું–લીટી ૧૩૫૯ તથા ૧૬૨૨–૨૩.

૧૨૧૯. **વિમાન, (सं. विमान)**, આકાશમાં ઉડે તેવું એક વાહન; દેવતાઓ વિમાનમાં બેસી અહીં તહીં જાય છે.

૧૨૨૧. **સાધુરાજા**, શુદ્ધ મન અને શુદ્ધ ભાવવાળા નિર્મળ અંતઃ-કરણવાળા રાજાઓ, **અદેખીઆ**, અદેખા; પોતાને વરમાળ ન આરોપતાં નળને આરોપી તે જેમનાથી જોઈ-ખમી શકાયું નહીં તેવા.

૧૨૨૨. **રીતે કરી**, લગ્ન વિધિ પ્રમાણે. **પેહેરામણી**, પરણ્યા પછી વહુને ઘેરથી તેના વર, સસરા, સાસુ, નણંદ વગેરે સંબંધીઓને પ્રસન્નતાની નિશાનીમાં જે ભેટ-બક્ષીસ આપવામાં આવે છે તે.

૧૨૨૩. **લાડકોડ**, હેતપ્રીતને કારણે ઇચ્છા મુજબ જે જે કરવું તે. **લાડ...તણાં**, કુંઅરી-કુંવરી-દમયંતીની જે જે ઇચ્છા હતી તે સર્વ તેના પિતા ભીમકે તે પરિપૂર્ણ કરી. **વાનાં કીધાં ઘણાં**, ઘણી ઘણી વસ્તુઓ આપી. સરખાવો-' તાંબાની તોરડી તેર વાનાં માગે.'

૧૨૨૪. **વોળાવી**, (**સં. वल्**=વળવું) વળાવી; વદાય કરી. **વળ્યા**, પાછા (નગરમાં) આવ્યા.

૧૨૨૫. **વળ્યો**, (નળ પોતાના નગર તરફ) ગયો.

૧૧૨૬. **વરવા**, (**સં. वर्**=પસંદ કરવું), પરણવા. **શ્વાસે**, (**સં. श्वस्**=શ્વાસ લેવો),ઘણો શ્વાસ ભરાઈ આવવાથી. **શ્વાસે હળફળ્યો**, હલફલ્યો, એકે શ્વાસે-ઘણો ઉતાવળો આવતો ગાભરો બની ગયેલો.

૧૨૨૭. **મહીષ**, (**સં. महिष**), પાડો; પોઠીઓ. **કળીકાળ**, કાળરૂપ કળીજુગ. **મનીષ**, (**સં. मनुष्य**), મનુષ્ય; માણસ.

૧૨૨૮. **કાતું**, છૂરી; પાળી. **લોહ**, લોઢાનો. **અંગાર**, (**સં. अंगार**), દેવતાના અંગારા, ધગધગતા કોયલા.

૧૨૨૯. **રૂપનિધાન**, (**સં. निधान**=ભંડાર, **नि+धा**=ઉંચું મુકવું), રૂપની ખાણ; રૂપનો ભંડાર. **જાન**, (**સં. जन्य**=વરનાં સગાં વહાલાં), વરની જોડેનાં લોકો, નળરાજાની જાન.

૧૨૩૦. **કન્યાએ...વર્યો**, કન્યાએ-દમયન્તીએ નળ વર્યો, દમયન્તી નળને પરણી એમ જાણ્યું.

૧૨૩૧. **લાગું પુઠે થઈ**, (નળની) પાછળ થઈ લાગું; નળની પાછળ પડું અને તેને હેરાન હેરાન કરૂં, દુઃખ દઉં.

૧૨૩૨. **વિખે**, વિષે, નળાખ્યાનમાં **ષ** નો **ખ** થયેલા અપભ્રંશ

રૂપો વારંવાર આવે છે; જેમકે વિખ, દોખી (દોષી), રૂખી (ઋષિ), શોખ (શોષ), ખટપદ, ખટરસ, ઈ. **નારીસું**, નારી–રાણી સાથે.

૧૨૩૩. **નાના વિધ પેર**, અનેક પ્રકારના.

૧૨૩૪. **પ્રભૂ**, પ્રભુ; પતિ (રાજા). **નેમ, (સં. नियम)**, નિયમ; વ્રત. રાજા રાણી તરીકે આચરવા પાળવાનાં વ્રત તથા નિયમ. **સાચવે બેહુ સત્ય ને નેમ**, સરખાવો 'સત્યે યમપતિ કીધો સાધ', ક. ૨૦મું; 'નળને સત્યે મેઘ વૃષ્ટિ કરે, નળને સત્યે ધરા શેષ ધરે', ક. ૨૩મું.

૧૨૩૫. **ચોહોવર્ણ**, ચારે વર્ણ. આર્ય લોકો હિંદુસ્તાનમાં પ્રથમ આવ્યા ત્યારે તેમનાં કર્તવ્ય કર્મ અને વર્ણ એટલે રંગને અનુસરીને પાડેલા જન સમૂહના ચાર વર્ગઃ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર. **પાળે, (સં. पाल्**=રક્ષણ કરવું), (પ્રમાણે) ચાલે, વર્તે **પાળે કુળ ધર્મ**, પોત પોતાના કુળના ધર્મ પાળે–તેનું રક્ષણ કરે–ધર્મ પ્રમાણે વર્તે. સરખાવો 'ચારે વરણ પાળે નિજ ધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ', ક. ૨૦મું; 'ચારે વર્ણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મજી'; ક. ૧૪મું. **યજ્ઞાદિક**, યજ્ઞ વગેરે. **યજ્ઞ, (સં. यज्ञ, यज्**=પૂજા કરવી), દેવાદિને પૂજીને અગ્નિ મારફત તેમને બળીદાન આપવાનું કર્મ. **કર્મ**, કાર્યો; કામો. **ચાલે યજ્ઞાદિકનાં કર્મ**, રાજા તથા પ્રજા યજ્ઞ, હોમ વગેરે ધાર્મિક કર્મો–કાર્યો કરતા હતા. સરખાવો 'જગ્ન, જાગ, ને ધર્મધ્યાન, તીરથ કીધાં હશે સમસ્ત', ક. ૧૫મું.

૧૨૩૬. **તેણે**, તેણે કરીને; તે કારણથી. **છિદ્ર**, કાણું; વેહ; ખોડ-ખાપણ; દોષ. **છિદ્ર જોતો જહીં તહીં**, જ્યાં ત્યાં, અનેક જગ્યાએ એ છિદ્ર શોધતો ફરતો હતો.

૧૨૩૭. **નગર પૂઠે**, નગરમાં અને નગરની આસપાસ, **સંત**, સાધુ પુરૂષ; ઇશ્વર ભજન અને પોતપોતાના ધર્મ પાળનારાં રાજા અને લોકો. **પ્રવેશ, ( સં. प्र+विश्**=દાખલ થવું ), દાખલ થવું તે.

૧૨૩૮. **વહીને ગયાં**, વહી ગયાં, થયાં. **બે બાળક**, પુત્ર અને પુત્રી.

૧૨૩૯. **જુગ્મ બાળ**, બે બાળક; જોડ. **પ્રસવ્યાં, ( સં. प्र+सू**= જન્મ આપવો ), જન્મ પામ્યાં; અવતર્યાં. **અભિનવાં**, ઘણાંજ સુંદર; ઘણાંજ રૂપવાન.

૧૨૪૦. **આંગણું**, (**सं. अंगन–अंगण**), ઘરનાં બારણાં આગળની ખુલ્લી જે જગ્યા તે. **શોભે આંગણું**, ઘરમાં બાળકો–પુત્ર પુત્રી–હોવાથી–તે શોભે છે–સારૂં લાગે છે.

૧૨૪૧. **મગાવ્યું જળ**, પગ ધોવાને જળ–પાણી મગાવ્યું. **સંધ્યાકાળ**, સાંજની સંધ્યાનો વખત; સમીસાંજ.

૧૨૪૨. **પાહાંની**, પાની, ( **सं. पार्ष्णि** ), એડી. **કોરડી**, કોરી; પાણીથી ધોયા વગરની. **પાગ**, પગ. **પામ્યો લાગ**, તક મળી; શરીરમાં દાખલ થવાનો અવકાશ–જગ્યા મળી.

૧૨૪૩. **સંધ્યા**, બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણ જાતના જનોઇવાળાએ નિત્ય પ્રાતઃકાળે, મધ્યાહ્નને અને સાયંકાળે કરવાનું જે ધ્યાન કર્મ તે. **સંધ્યાવંદન**, સંધ્યાએ વંદન કરવું, સંધ્યા બાંધવી તે. **સ્થાન**, (**सं. स्था**=ઉભા રહેવું), જગ્યા; કોરી રહેલી પાની આગળની જગ્યા.

૧૨૪૪. **સેજ્યા**, સજ્જા, સેજ, (**सं. शय्या**=બિછાનું. **शी**=સુવું), બિછાનું; શય્યા. **તેમ...ભૂપાળ**, તેવો ને તેવો, કોરી રહેલી પાનીવાળો શય્યામાં સુતો. **સર્વાંગે**, (સર્વ+અંગે), આખા શરીરમાં. **વ્યાપ્યો**, (**सं. व्याप्**=પસરવું, ફેલાવું), વ્યાપી ગયો; આખા શરીરમાં પસરી ગયો.

૧૨૪૫. **વાપ્યો**, વ્યાપ્યો. **ભ્રષ્ટ થયો**, ઉંચી સ્થિતિએથી ઉતરી ગયો.

૧૨૪૬. **વહરાડું**, વહરાડ કરાવું; લડાવું. **પીત્રાઈ**, (**सं. पितृव्यज**), કાકાનો દીકરો. **વહરાડું પીત્રાઈને**, બે કાકાકાકાના દીકરા, પિતરાઈઓને લડાવું. **પુષ્કર**, નળના પિતા વીરસેનનો ભાઈ જે સુરસેન તેનો છોકરો. જુઓ ક. ૨ જું.

૧૨૪૭. **દ્વાપર**, ત્રીજો યુગ.

૧૨૪૮. **હસ્ત ઘસે**, હાથ ઘસે. **નિશ્વાસ**, (**सं. नि**=નીચે+**श्वस्**=દમ લેવો), દિલગીરીમાં શ્વાસ નીચે મુકવો તે; નિસાસો.

૧૨૪૯. **વિપ્ર**, બ્રાહ્મણ. **અધર્મી**, પાપી. **બન્યો**, બન્ને–કળીજુગ અને દ્વાપર. **મસ્તક**, માથું.

૧૨૫૦. **નૈષધપતિ**, અહીં પુષ્કર. **તપ કરવા**, જંગલમાં તપશ્ચર્યા કરવા. **નૈષધપતિ...તોલે રે**–જુઓ 'એહેવું જાણી મન આણી વૈરાગ' થી નવ લીટી–કડવું ૨જું.

૧૨૫૧. **ઉદય, (सं. उत्+अय्**=ઉપર જવું), જન્મ. **જોગી, (सं. योगिन्)**, વિરાગી; ત્યાગી; જેણે સંસાર વિષય ઉપરથી ભાવ ઉઠાડયો હોય તે. **રાણો**, રાજા.

૧૨૫૨. **ભોગ**, રાજ્યસુખ વગેરે; રાજ્યસુખના અંગની ઉપભોગ કરવા જેવી વસ્તુઓ. **જળ દાણો**, અન્ન કે પાણી.

૧૨૫૩. **કર્મે**, ભાગ્યે; નસીબે; વિધાતાએ. **વાળ્યો આડો આંકો**, આડો આંક વાળ્યો; હદવાળી; કાંઈ બાકી રાખ્યું નથી. સરખાવો 'અંગ રંગથી આડો આંક', ક. ૧૯મું, તથા 'તમે ન પરણો તો કરમનો વાંક, બાકી નળે વાળ્યો આડો આંક', ક. ૨૩મું; અને લી. ૧૫૫૯.

૧૨૫૪. **પાધરો**, સીધો.

૧૨૫૫. **પિતાસું**, પિતા સાથે. **મૈત્રિ**, મિત્રાઈ; ભાઈબંધી. **હિત**, હિતની વાત; સારૂં થાય તેમ કરવાની વાત. **કીજે**, કહીએ. **હિત કીજે**, તારૂં હિત થાય તેવી વાત કહીએ છીએ. સરખાવો 'નારદરૂષી તત્ર ઓચર્યા, એમ ન કીજે ભૂપ,' ક. ૩જું. **કીજે**, કરિયેના અર્થમાં પણ કવિતામાં વપરાય છે. જુઓ 'દોઢ દોઢ મચ્છ ભોજન કીજે' લીટી ૧૩૬૮; 'ન કીજે નારીનો વિશ્વાસ' લી. ૧૩૭૨; 'ફરી શોધ પૂજ્યની કીજે,' લી.૧૯૦૪.

૧૨૫૬. **આલિંગન દીજે**, આલિંગન આપ–આપિયે; આપણે ભેટિયે.

૧૨૫૭. **પિંડ, (सं. पिंड, पिंड्**=ગોળો કરવો), શરીર; દેહ.

૧૨૫૮. **ક્લેશ, (सं. क्लेश, क्लिश**=દુઃખ ભોગવવું), કલહ; કજિયો.

૧૨૫૯. **વાટે જાતાં**, રસ્તામાં જતી વખતે. **વારતા પરઠી**, વાત (નળની જોડે દ્યૂત રમવાની વાત) નક્કી કરી. દ્યૂત રમવાની, અને તે કેવી રીતે રમવું તે બાબત સમજાવી નક્કી કરી. **જાંશા**, ઝાંસા, ગુસ્સાથી તરછોડવું તે; ગુસ્સો કરી કંટાળો બતાવી બોલવું તે. **ન મળવું નાખે જાંશા**, નળને મળવું નહીં, નળની સાથે સીધી વાત કરવી નહીં, પણ ઝાંસા કરવા–ગુસ્સો બતાવી પોતે કરવા ધારેલું (દ્યૂત રમવાનું) કામ કરવા આગ્રહ કરવો.

૧૨૬૦. **દ્યૂત**, પાસાની રમતથી જુગાર રમવો તે; હારજીતમાં પડેલી વસ્તુઓ કે કરેલી શરતો પ્રમાણે વસ્તુઓ આપવા લેવાનું રાખી પાસાથી રમત રમવી તે.

૧૨૬૧. **પોણુ**, પણ, રમવાની શરત. **પોણુ કરજે વૃષભનું**, વૃષભ–બળદ તારા તરફથી રમતમાં મુકાય તેવી ઘૃત રમવામાં શરત કરજે. **પોઠી**, પોઠિયો; બળદ; વૃષભ.

૧૨૬૨. **સરવસ**, (**સં. सर्वशः**), સઘળું; બધું. **એ વાત ગમતી ગોઠી**, એ રીતે ઘૃત રમી નળનું રાજ્ય વગેરે જીતી લેવું એ વાત પુષ્કરને સારી લાગી અને પસંદ પડી ગઈ. **ગોઠી**, અનુકૂળ લાગી.

૧૨૬૩. **જદ્યપી**, (**સં. यद्यपि, यदि+अपि**), જો કે. **અભિલેષા**, અભિલાષા, (**સં. अभिलाषा**), (રાજ્ય મેળવવાની) ઇચ્છા; આકાંક્ષા.

૧૨૬૪. **અરિષ્યા**, ઈર્ષા; અદેખાઈ. **ઉપજી અરિષ્યા**, ઈર્ષા ઉત્પન્ન થઈ; અદેખાઈ આવી. **જુગ બે**, કળીયુગ તથા દ્વાપર યુગ.

૧૨૬૫. **વાહન**, (**સં. वाहन, वह्**=લઈ જવું), જે ઉપર ચઢી–બેસી દૂર જવાય તે–હાથી, ઘોડા, પાલખી, રથ વગેરે; અહીં વૃષભ, બળદ. **વૃષભ વાહન પાસા કરમાં**, પુષ્કર દ્વાપરરૂપી બળદ ઉપર બેઠો, અને કળીયુગરૂપી પાસા તેણે હાથમાં રાખ્યા. **રાજસભાય**, નળરાજાની રાજસભામાં.

૧૨૬૬. **બાંધવ**, (**સં. बन्धु, बन्ध**=બાંધવું), બંધુ; ભાઈ. સરખાવો 'તેહને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન,' ક. ૨જું.

૧૨૬૮. **વીરા**, ભાઈ. લાડવાચક શબ્દ છે. જુઓ ' વીર ' ક. ૯મું, ક. ૧૯મું, લીટી ૧૭૨૬ અને ૧૮૫૫; અને ' વીરા ' ક. ૧૩મું. **રાજની રીતી માંડો**, રાજા તરીકે રહો, અને રાજકારભાર રીતસર ચલાવો.

૧૨૬૯. **કરે પૂજન**, લાંબી મુદતે અને વનમાં તપ કરતાં પુષ્કર પાછો રાજ્યમાં આવ્યો તેથી ઋષિ, મુનિ વગેરે મહાપુરૂષો ઘેર આવે છે ત્યારે તેમનું પૂજન–પૂજા કરવામાં આવે છે તે પ્રમાણે પુષ્કરની પૂજા નળરાજાએ કરી. **કુશળી ક્ષેમ**, ક્ષેમ કુશળના સમાચાર; સાજા તાજાની ખબર. સરખાવો, ' અન્યોઅન્ય પૂછીએ, સમાચાર કુશળી ક્ષેમ,' ક. ૩જું.

૧૨૭૦ **બીજી વાતે**, ઘૃત રમવા શિવાયની બીજી કોઈપણુ વાતથી. **રાચું**, (**સં. राच्**=ખુશી થવું), ખુશ થઉં; મનમાં સંતોષ ને આનંદ પામું. **પ્રેમ**, મોહ, ઇચ્છા.

૧૨૭૧. **અનરથ**, અનર્થ, અતિ દુઃખદાયક પ્રસંગ; મોટી આફત. **મૂળ**, (**સં. मूल**), આદિ કારણુ; પાયો; શરૂઆત.

૧૨૭૨. **જોગેશ્વર, (सं. योगेश्वर, योग+ईश्वर)**, મોટો જોગી, યોગી. **ઉપજાવે**, પેદા કરે. **શૂળ, ( सं. शूल )**, પેટમાં એકાએક જે આચકા સાથે દુઃખ થઈ આવે છે તે; ચૂંક, **કાં ઉપજાવે...શૂળ**, નિવૃત્તિથી રાજ્ય ચલાવવાનું છે તેને બદલે પેટ ચોળીને તેમાં શૂળ નાખે તેવું કયાં કરે છે, ન હોય તેવું દુઃખ વગર કારણે શું કામ હોરી લે છે.

૧૨૭૩. **મુદ્રા**, સોના કે રૂપાનો સિક્કો.

૧૨૭૪. **એકી પાસે**, એક તરફ; એકનો.

૧૨૭૫. **સંગે**, સોબતથી; સમાગમથી. કળીએ પોતાના શરીરમાં પ્રવેશ કરેલો તેથી તેનો સંગ થવાને લીધે. **પુણ્યશ્લોક**, પુણ્યકારક શ્લોક (યશ) છે જેનો તે (બહુવ્રિહિ સમાસ); જેના નામના સ્મરણથી પુણ્ય લાગે એવો મહાપુરૂષ. આ વિશેષણ નળરાજા, રામ, યુધિષ્ઠિરને લગાડવામાં આવે છે. અહીં નળરાજા. **મતિ, (सं. मन्**=વિચાર કરવો), બુદ્ધિ. **મતિ આવી**, દ્યૂત રમવાની બુદ્ધિ સુઝી, ઇચ્છા થઈ.

૧૨૭૬. **અપ્રમાણ**, પ્રમાણ, શાસ્ત્ર વગેરેનો આધાર, નહીં એવું; શાસ્ત્રાધાર વગરનું, અથવા શાસ્ત્ર તથા સંસાર વ્યવહાર વિરૂદ્ધ. **ભાવી, (सं. भाविन्, भू-भव्**=હોવું), ભવિષ્યમાં બનવાનું તે. થનાર; હોનાર. સરખાવો—**यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा.**

૧૨૭૭. **ભાવી પદારથ**, ભાવી પદાર્થ, ભવિષ્યમાં બનવાના બનાવ; થનાર વસ્તુ. સરખાવો, 'ભલું ભાવી પદારથ થયો, નળે વિવેક મનમાં ગ્રહ્યો,' ક. ૧૯મું, લીટી છેલ્લી. **વેઠવું છે**, સહન કરવું છે; દુઃખ પડવાનું છે.

૧૨૭૯. **આરંભ્યું, (सं. आ+रभ्**=શરૂ કરવું), શરૂ કર્યું. **સત્ય... ફોક**, નળરાજામાં સત્યના અંશ હતા તે બધા ફોક થયા—નષ્ટ થયા.

૧૨૮૦. **ત્રાહે ત્રાહે, (सं. त्राहि त्राहि**=અમારૂં રક્ષણ કરો, **त्रा**=રક્ષણ કરવું), ઘણું દુઃખ પડશે તેમ જાણી લોકોમાં ત્રાસવર્તી રહ્યો.

૧૨૮૨. **વેરી, (सं. वैरिन्)**, દુશ્મન; શત્રુ–કળીયુગ. **કારમો**, ગુણથી ચમત્કારિક; અદ્ભુત; સંકટમાં લાવે તેવો.

૧૨૮૩. **વારે, (सं. वृ**=અટકાવવું), રક્ષણને માટે વિઘ્ન આવતું દૂર કરવા (દ્યૂત રમતાં) અટકાવે. **પરધાન**, પ્રધાન, **(सं. प्रधान)**, રાજાનો મુખ્ય મંત્રી.

૧૨૮૪. **બુદ્ધ,** બુદ્ધિ; મતિ. **ધરે કાન,** કાને ધરે; સાંભળે; માને.

૧૨૮૫. **બાંધવ,** બન્ને ભાઈઓ–નળરાજા અને પુષ્કર. **પરઠીને,** (શરત) નક્કી કરીને.

૧૨૮૬. **મેહેલી,** મેલી; મૂકીને; છોડીને. **વન જાય,** વનવાસ કરે.

૧૨૮૭. ગુપ્ત, ( **સં. गुप्**=સંતાડવું ), કોઈ ઓળખે નહીં, જાણે નહીં એવી રીતે. **વેશ અન્ય કો ધરી,** બીજો કોઈ વેશ ધારણ કરી; ઓળખાય નહીં તેવો વેશ પહેરીને–લઈને.

૧૨૮૮. **પ્રીછ્યું,** ઓળખ. **પ્રીછ્યું પડે,** ઓળખાણ પડે; ઓળખાઈ આવે.

૧૨૯૦. **વરસ્યો,** ( **સં. वृष्**=વરસવું ), પડ્યો. **શોણીત,** ( **સં. शोणित**), લોહી. **વરસાત,** વરસાદ. (**સં. वर्षा**), મેઘ; વૃષ્ટિ. **વરસ્યો શોણીત વરસાત,** દ્યૂત રમવાનું કૃત્ય એવું દુષ્ટ, અનાચારવાળું હતું કે નળરાજા જેવાએ તે રમવા માંડ્યું ત્યારે લોહીનો વરસાદ, લોહીની વૃષ્ટિ થઈ.

૧૨૯૪. **આણ,** (**સં. आज्ञा**), હુકમ; દુવાઈ. **આણ વર્તાવી,** પોતાના નામની આણ નગરમાં ફેરવી. સરખાવો 'ધર્મ આણ રાજાની ફરે,' ક. ૨જું; 'આણ ભીમકની ધર્મજી,' ક. ૧૪મું.

૧૨૯૫. **વનકુલ,** (**સં. वक्कल**), ઝાડની છાલનાં વસ્ત્ર. **આહાર,** (**સં. आ+हार, हृ**=લેવું), ખાવાના પદાર્થ. **કરો...આહાર,** વનમાં વસીને–રહીને વનફળ–વનમાં મળે તે ફળ અને પાંદડાનો આહાર કરો–તે ખાઓ.

૧૨૯૬. **ઉતારો,** (**સં. उत्+तृ**=તરવું), શરીર ઉપરથી કાઢી નાખો. **શણગાર,** રાજા તરીકેનાં બધાં આભૂષણ.

૧૨૯૮. **પીહેર,** પિહેર, (**સં. पितृगृह**), વહુના બાપનું ઘર; પિયેર. **આ કાળ,** આ વખતે; હાલના સંજોગોમાં; હવે.

૧૨૯૯. **રુદન,** (**સં. रुदन, रुद्**=રડવું), રડવું તે. **રુદન કરતી,** રડતી રડતી.

૧૩૦૦. **સાથ,** (**સં. सह**=સાથે), સાથે; સંગાથે. **મુને તેડો સાથ,** મને તમારી સાથે તેડી જાઓ.

૧૩૦૧. **સોહાય, (सं. शोभनं, शुभ्**=શાભવું), શાભાય, શાભો. **એખલા નવ સોહાય,** તમે વનમાં એકલાં–મને મુકીને જાઓ તે શાભે નહીં, મને સારૂં લાગે નહીં.

૧૩૦૨. **સેવાને,** તમારી સેવા ચાકરી કરવાને માટે. **સહી,** નક્કી.

૧૩૦૩. **કંથ, (सं. कान्त),** સ્વામી; ધણી–નળરાજા. **કામની, (सं. कामिनी, कम्**=ચ્હાવું), પ્રેમ–હેત રાખનારી સ્ત્રી; સ્ત્રી. **જંજાળ,** ગુંચવાડો; ખટપટ; ઉપાધિ. સરખાવો, 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ–' પ્રેમાનંદ કૃત મામેરૂં, કડવું ૩જું.

૧૩૦૫. **છાયા દેહને વળગી,** શરીરની છાયા શરીરની સાથેજ રહે, શરીરથી અળગી થતી નથી; શરીરની પાછળ પાછળ તેની છાયા રહેજ છે (તેમ).

૧૩૦૭. **પ્રાણ, (सं. प्राण**=શ્વાસ લેવો), જીવ. **પ્રાણ તજું,** પ્રાણ છોડી દઉં; મારા જીવની દરકાર ન કરતાં મૃત્યુ પામું.

૧૩૦૮. **વોળાવો,** મોકલો; મોકલી દો. **બાળ,** બન્ને બાળકો–પુત્ર અને પુત્રીને.

૧૩૦૯. **મોસાળ,** માનું પિહેર.

૧૩૧૦. **બાહુઆં,** બાળકો, વહાલ વાચક શબ્દ. સરખાવો 'બાહુઆં' લી. ૨૦૩૮. **લાડવાયાં,** લાડકાં.

૧૩૧૧. **નમાયાં,** માતા વગરનાં; માતા સાથે ન રહેવાથી તેના વગરનાં એકલાં. **સેહેજો, (सं. सह्**=સહન કરવું), સહન કરજો; ગાળો–ઝોંસાં ખાવા પડે તો) સાંભળી–સાંખી રહેજો. **મામીની ગાળ,** મોસાળમાં ભાણેજો રહે તેને મામીનું કહેવું–ઝોંસા સાંભળવા પડે છે એવી સાધારણ લોકસ્થિતિ હોવાનું ગણાય છે, તે સંસાર જીવનનો અહીં ઉલ્લેખ છે.

૧૩૧૨. **હૃદયા ચાંપે,** હૃદય સાથે–છાતી સાથે ચાંપે–દાબે–દબાવે છે.

૧૩૧૩. **પેટને,** પેટનાં–પોતાનાં બાળકોને.

૧૩૧૪. **દોહેલાં,** અઘરૂં, મુશ્કેલ; દુર્લભ. **પાડ,** ઉપકાર; કૃપા.

૧૩૧૫. **વોહોણાં, ( सं. विहीन ),** વિનાનાં; વગરનાં. **દામણાં,** દયામણાં; દયા ઉપજે તેવાં; ગરીબડાં.

૧૩૧૬. **રૂડો સાથ,** સારો સંગાથ.

૧૩૧૭. **હૃદયા ફાટે,** હૃદય ફાટી જાય તેવું અતિશય. **કોણ માથે ફેરવશે હાથ,** મા પાસે ન હોવાથી માથે હાથ કોણ ફેરવશે; માતાના જેવું લાલનપાલન કોણ કરશે.

૧૩૧૮. **મંદીર,** મંદિર, રાજ મેહેલ; નળ રાજાના મહેલ.

૧૩૧૯. **ખોળે સોંપું,** તમે (એમની) પૂરી રક્ષા કરશો એમ ધારી (તમને) સ્વાધીન કરૂં છું. **તંન,** તન, (**સં. तनय, तनू**=વધારવું), વંશને કુટુંબને વધારનારો; પુત્ર. **બે તંન,** પુત્ર અને પુત્રી.

૧૩૨૦. **જતંન,** જતન, (**સં. यत्न**), પાળવા–સાચવવામાં જે તજવીજ રાખવી તે; સંભાળ. **જીવની પેરે કરજો જતંન,** તમારા પોતાના જીવનું જતન કરો–જીવની સંભાળ રાખો તેવી રીતે (આ બાળકોની) સંભાળ–કાળજી રાખજો.

૧૩૨૧. **જમાઈ,** (**સં. जामातृ**), ભીમકના જમાઇ; નળરાજા.

૧૩૨૨. **પૂર્યો વાસ,** વાસ કર્યો; વનવાસ ગયાં.

૧૩૨૩. **જોગી,** વનમાં રહેવાનાં હોવાથી યોગી જેવાં. **લે તપાસ,** ખબર લે; ખબર રાખતા રહે; સમાચાર મેળવતા રહે.

૧૩૨૪. **માવડી,** મા, હેત–વહાલમાં.

૧૩૨૬. **હૈયે થકા નવ ઉતરે,** હૈયેથી ઉતરતા નથી; આ શોકજનક પ્રસંગમાં બે બાળકોને છોડી શકતી નથી.

૧૩૨૭. **વત્સ,** છોકરાં.

૧૩૨૮. **ઋષિ,** સુદેવ મુનિ; સુદેવ ગુરૂજી. **બાળકાં,** બાળકો (ને).

૧૩૨૯. **આક્રંદ,** ( **સં. आक्रन्द, आ+क्रन्द्**=દુઃખથી રડવું ), રડારડ; કલ્પાન્ત.

૧૩૩૦. **હાહાકર,** માઠી વાતથી જે સઘળે શોક થવો તે. શોકનો ગભરાટ. **હવો,** થયો; પુરાણુ વાંચવામાં પુરાણીઓ આ રૂપ વાપરે છે. **સહીએર,** સૈયર; સખી; બહેનપણી. **વૃંદ,** ટોળાં.

૧૩૩૧. **પડો,** ( **સં. पटह** ), ઢોલ; નગારૂં. **પડો વાગો પુષ્કર પાપીનો,** પુષ્કરને રાજ્ય મળ્યું છે તેવી ખબર લોકોને આપવાને તે પાપી–અધર્મીના નામનો પડો નગરમાં વગડાવ્યો.

૧૩૩૨. **અંજળી**, અંજલિ, (**સં. अंज्**=જવું), બે હાથની હથેલી સાથે રાખવાથી જે સંપુટ આકાર થાય તે; ખોબો. **ભમ્યાં**, ભટકયા કર્યું; ફરફર કર્યું.

૧૩૩૩. **દ્વાર**, ઘરનાં બારણાં.

૧૩૩૪. **શોખ**, શોષ, (**સં. शुष**=સુકાઈ જવું), સુકાઈ જવું તે. ષને બદલે ખના વપરાશ માટે જુઓ લીટી ૧૨૫૨. **કંઠે પડીઓ શોખ**, પીવાને પાણી ન મળવાથી ગળું સુકાઈ ગયું.

૧૩૩૫. **વાહાણું વાતે**, વાહાણાના–પ્રભાતના પહોરમાં; વાહાણું વાયું તે વખતે.

૧૩૩૭. **વાવ**, ( **वापि**), પગથિયાંવાળો કૂવો. **સરોવર**, ( **સં. सरस्**=તળાવ+**वर**=મુખ્ય ), મોટું, વિશાળ તળાવ. સરખાવો, કવિવર, તરૂવર, મુનિવર. **વાડી**, ( **सं. वाटिका** ), ફૂલ ફળનાં ઝાડ–છોડ રોપ્યાં હોય તેવી જે રસાળ જમીન તે; બાગ.

૧૩૩૮. **રીપુ**, રિપુ, શત્રુ; દુશ્મન. **મેહેલે ઉડાડી**, ઉડાડી મેલે; સઘળું ઉજડ કરી નાંખે.

૧૩૩૯. **પત્ર**, પાંદડા. **આંસુપાત**, (આંસુ, **सं. अश्रु**, પાત, **पत्**=પડવું ), દડદડ આંસુ વહે તે.

૧૩૪૧. **પટકૂળ**, કપડું; વસ્ત્ર.

૧૩૪૨. **પંકજ** ( પંકજ; **સં. पंक**=કાદવ+**ज**=નિપજેલું ) કાદવમાં નિપજેલું–કમળ. **પંકજપત્ર**, કમળના ફૂલનું પત્ર–પાંદડું. **તીવ્ર**, અણીવાળા. **ભાંજે**, (**સં. भज**=ભાંગવું), વાગે.

૧૩૪૪. **તૃષા**, ( **સં तृष्**=તરસ્યા થવું ), તરસ. **તૃષા સમાવવા**, તરસ છીપાવવા–મટાડવા.

૧૩૪૬. **વારિયે**, પાણી પીને. **તૃપત**, તૃપ્ત, ( **सं. तृप्**= સંતોષ પામવો), ધરાયલાં; સંતોષયલાં. **ક્ષુધા**, (**સં. क्षुध्**=ભૂખ લાગવી), ભૂખ. **ક્ષુધા પાપણી પીડ**, પાપણી–પાપી–પીડા કરનારી ભૂખ દુઃખ દેતી.

૧૩૪૭. **સાંસતા થઈયે**, ધીમા–શાન્ત થાઓ. **શ્યામા...સ્વસ્થ**, હે સ્ત્રી, દમયંતી, સ્વસ્થ થઈને–જરાક નિરાંત રાખી બેસ.

૧૩૪૮. **મચ્છ**, માછલાં.

૧૩૪૯. **ઢીમર, (સં. धीवर)**, માછી; માછલાં મારનારો. **આચ-રણ, (સં. आ+चर=ચરવું)**, વર્તન; કામ. **ઢીમરનું આચરણ**, માછી બની તેનું કામ કરવું તે.

૧૩૫૦. **શ્રમ**, મહેનત; પ્રયત્ન.

૧૩૫૧. **અબળા, (સં. अबला, अ=અલ્પ+बला, बल=જોર)**, અલ્પ બળવાળી સ્ત્રી. **વામા**, સ્ત્રી. **થયું વારૂં**, (વારૂ-**वरम्**), વારૂ થયું, સારૂં થયું. સરખાવો 'વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધ નાથે મોકલીયા,' ક. ૨૧મું, તથા લી. ૧૫૩૩. વારૂં શબ્દ જુના પુસ્તકોમાં બહુ વપરાય છે.

૧૩૫૨. **પ્રાણી**, મનુષ્ય; જણ. **શું હોશે એટલા સારૂં**, એટલા શું બસ થશે, ભૂખ મટાડવાને એટલા ત્રણ મચ્છ પૂરતાં થશે ?

૧૩૫૩. **ભાર્યા**, સ્ત્રી; દમયન્તી. **વરાં**, વાર; વેળા.

૧૩૫૪. **અરાંપરાં**, આમ તેમ.

૧૩૫૫. **ન ચઢીયાં હાથ**, હાથમાં આવ્યાં નહીં, પકડાયાં નહીં.

૧૩૫૬. **લીજે**, લઈએ. 'કીજે' ક્રિયેના અર્થમાં વપરાય છે તેવોજ પ્રયોગ. **મન સાથ**, મનમાં.

૧૩૫૭. **નિરાસ**, નિરાશ, આશાભંગ. **મીન**, મચ્છ. **ચીત**, ચિત્ત, **(સં. चित्**=વિચારવું). લક્ષ; મન.

૧૩૫૮. **વિપરીત, (સં. वि+परि+इ**=જવું), અવળું; ઉંધું.

૧૩૫૯. **અમૃત સ્રાવીયા**, જુઓ લીટી ૧૨૧૮. **સજીવ**, જીવતાં. **પળમાં**, ક્ષણવારમાં.

૧૩૬૦. **મહીલા**, મહિલા, સ્ત્રી.

૧૩૬૧. **ઘેલી સરખી**, ગભરાટને લીધે ગાંડા જેવી થયેલી. **કાજે**, માટે. **વેવલાં વીણે**, ઘણાં ફાંફાં મારે.

૧૩૬૨. **સ્વર ઝીણે**, ઝીણા સાદથી.

૧૩૬૩. **વીહીલે, (સં. विह्वल)**, ગભરાટને લીધે શરમિન્દુ પડી ગયેલે. **નીરખે**, નિરખે, **(સં. निरीक्ष, निः+ईक्ष**=તપાસ કરવી), જોય.

૧૩૬૪. **ચોહોદશ, (સં. चतुर्दिश)**, ચારે દિશાએ; આસપાસ બધી બાજુએ. **ભાળે**, જોય; શોધે. સરખાવો 'પાસે દાસી બન્યો રાખી,

ચતુરા ચોદશ ભાળેજી,' ક. ૧૪મું. **ઢાળે**, પાડે. **સ્વાતિ**, સ્વાતી, પંદરમું નક્ષત્ર.–"એમ કહેવાય છે કે એ નક્ષત્રમાં જે વરસાદ પડે છે તેજ માત્ર ચાતક–બપૈયાના મુખમાં જાય છે ને ત્યારેજ તેની તરસ મટે છે. વળી એ નક્ષત્રમાં વરસાદ પડે છે તેથી મોતી પાકે છે એમ પણ કહેવાય છે. 'સ્વાતી દીવા જો બળે, વિશાખા છૂટં ગાય; રાણી જાયો રણ ચઢે, પૃથ્વી પ્રલ્લે થાય.'" **સ્વાતિબિંદુ**, સ્વાતિ નક્ષત્રમાં પડેલા વરસાદનાં ટીપાં. **સ્વાતિ...વરષે**, દમયંતીની આંખમાંથી આંસુ પડતાં તે શું–જાણે સ્વાતિબિંદુ હોય નહીં એવાં જણાતાં.

૧૩૬૫. **ધોળું મુખ**, લોહી ઉડી જવાથી ફીક્કું પડી ગયલું મ્હોં; નિસ્તેજ મ્હોં. **દીન**, ગરીબડી; લાચાર; દયામણી.

૧૩૬૬. **શકે**, મને શક જાય છે કે. **પાખે**, પાખી; વગર; વિના. સરખાવો 'સુખ સંતોષ વિના છૌં સૂતો, મુનિ હું પારથ પાખી,' ક. ૧૯મું. **ભક્ષ, (सं. भक्ष्**=ખાવું), ખાવું તે. **ભક્ષ કરયાં**, ખાધાં.

૧૩૬૭. **ક્ષુધાતુર**, (ક્ષુધા+આતુર), ભૂખને લીધે આતુર–ખાવાને આકળો થએલો.

૧૩૬૮. **ભોજન, (सं. भुज्**=ખાવું પીવું), ખાવું તે. **કીજે**, કરિયે, જુઓ લી. ૧૨૫૫. **કાંહે**, કયાં છે.

૧૩૬૯. **મોતી દાણા**, મોતીના દાણા જેવડા.

૧૩૭૦. **ક્ષુધા પાપણીએ**, ક્ષુધા–ભૂખને લીધે મેં પાપણીએ, દુઃખને કારણે દુષ્ટ થએલી તેણે. **ભક્ષ્યાં**, ખાધાં. **મેં ન રહેવાયું**, મારાથી ભૂખ્યા રહી શકાયું નહીં તેથી. **રાણા** રાજા.

૧૩૭૧. **હંસે શીખામણ દીધી**, જુઓ 'ભાઇ તુજને કહું વીનતી, ધૂત ના રમશો નૈષદપતી; નવ કરશો સ્ત્રીનો વિશ્વાસ એ બે થકી થાય વિનાશ,' ક. ૧૭મું. **વીદાય થયો આકાશ**, જ્યારે આકાશમાં–આકાશ માર્ગે નળની પાસેથી વિદાય (વદાય) થયો–ગયો ત્યારે.

૧૩૭૨. **વિશ્વાસ, (सं. विश्वस्**=ભરોસો રાખવો), ભરોસો.

૧૩૭૩. **વાનાં**, વાત. **વારયાં**, અટકાવેલી બે વાત–બાબત. જુઓ લી. ૧૨૮૩. **હાથે...માગી**, હાથેવતી–જાણી જોઈને દુઃખ વોહોરી લીધું.

૧૩૭૫. **જાણે સમ ખાઉં સાને,** એવું સમજી કે મેં મચ્છ આપ્યાં નથી એ બાબતના સમ શામાટે ખાઉં; સમ ખાઉં તો પણ નળરાજા તે વાત ખરી છે એમ માનવાના–માની શકવાના નથી એમ ધાર્યું.

૧૩૭૬. **સજીવન,** 'સજીવ' (લી. ૧૩૫૯), જીવતાં.

૧૩૭૭. **અચરજ,** આશ્ચર્ય.

૧૩૭૮. **અણુતેડી,** તેડ્યા વગર–સાથે ચાલવાનું કહ્યા વગર પણ. **ધાય,** (**સં. धा**=દોડવું), દોડે; ઉતાવળી જાય.

૧૩૭૯. **સતી,** પતિવ્રત પાળનારી અને સદ્‌ગુણી સ્ત્રી–દમયન્તી. **અંતર આપદા,** અંતરમાં–મનમાં ઘણું દુ:ખ; મચ્છ ખાઈ ગયા બદલ નળ રાજાના વહેમનું દુ:ખ.

૧૩૮૦. **આંખ ભરે,** આંખમાં આંસુ ઘણાં આવે.

૧૩૮૧. **ગત,** ગતિ; જોર.

૧૩૮૩. **વિદાય કીધી,** બીજે માર્ગે એકલા ચાલી જવા કહ્યું.

૧૩૮૪. **નારી,** સ્ત્રી, (મારી) ધર્મપત્ની. **પંથ,** માર્ગ (પિહેરને નગર જવાનો) રસ્તો.

૧૩૮૫. **સંગ,** સોબત; સાથે રહેવાનું.

૧૩૮૬. **ક્ષમા,** ( **સં. क्षम्**=માફ કરવું ), માફી. **કરજો ક્ષમા,** મારી ભૂલ થઈ હોય તે માટે માફી આપજો. **તમા,** દરકાર; પરવા; ગરજ.

૧૩૮૭. **ફોકટ,** કારણ વગર. **અજુગ્ત,** (**સં. अयुक्त**) ખોટું. **આળ,** વાંક ન છતાં વાંક છે એમ જે કહેવું તે; બુતાનો. **અજુગ્ત...શીશ,** મારો વાંક નથી છતાં વાંક હોવાનું ધારી મારે માથે બુતાનો ચઢાવો છો.

૧૩૮૮. **વરદાન,** ' અમૃત સ્ત્રાવિયા કર ' હોવાનું.

૧૩૮૯. **હોતી વાત,** હતી તે વાત; જે વાત ખરી હતી તે. **જોગે,**યોગે; 'કુળીના સંગ'ને લીધે.

૧૩૯૦. **બગ,** બગલો, એક જાતનું પક્ષી–એની ગરદન અને પાંખ લાંબી અને પગ પણ લાંબા હોય છે. એ માછલાંનો શિકાર કરે છે. **કીધી બગની કાય,** બગનું રૂપ ધારણ કર્યું; બગ બન્યો.

૧૩૯૨. **દિસે,** (**સં. दिश**=જોવું), દેખાય. **આહાર,** (**સં. आ**+

**હાર, हृ**=લઈ લેવું), ખોરાક; ખાવાનું. **નર...આહાર,** નર—નળ તથા નારી—દમયંતી—બન્નેનાં પેટ ભરાય તેટલું બગ પકડાય તો ખાવાનું મળે.

૧૩૯૩. **હણવું, (સં. हन्**=મારવું), પકડું ને મારૂં.

૧૩૯૪. **ઉફરાટી,** મ્હોડું ફેરવેલું એવી. **દેહ,** કાયા; શરીર.

૧૩૯૫. **લાજ્યાં, (સં. लज्ज्**=શરમાવું), લાજ પામ્યાં; શરમાયાં. **મીચ્યાં લોચન,** આંખ બંધ કરી દીધી—નળને નગ્ન રૂપમાં જોવાની ઇચ્છા ન રાખવાથી. **લોચન, (સં. लोच्**=જોવું), આંખ.

૧૩૯૬. **સ્વાદ ઈંદ્રિયે પીડયો મહારાજ,** સ્વાદ ચાખવાની ઈંદ્રિયે, જીભના સ્વાદને લીધે મહારાજ—નળરાજા પીડા પામ્યો. **લોપીને, (સં. लुप्**=લઈ લેવું), છોડી દઈને; મર્યાદા ઓળંગીને. **લાજ, (સં.लज्जा**= શરમ), શરમ; મર્યાદા; સરમાળપણું. **લોપીને લાજ,** લાજ મર્યાદા છોડી દઈને. સરખાવો 'જેણે મુકી લાજ તેને નાનું સરખું રાજ.'

૧૩૯૭. **પીતાંબર,** ( પીત+અંબર ), પીળાં રેશમનું વસ્ત્ર; અહીં પહેરેલું સાદું વસ્ત્ર. **જેમ...જાળ,** માછી જેમ હાથમાં જાળ ઝાલી—પકડીને માછલાં ઉપર નાખે છે તેમ.

૧૩૯૮. **નિકટ,** પાસે; નજીક. **જવ,** જ્યારે. **આઘેરો,** આઘો ને આઘો; દૂર દૂર.

૧૩૯૯. **ધાઈ, (સં.धा**=દોડવું), (બગની પાછળ) દોડીને. **વસ્ત્રનો પાશ,** વસ્ત્ર રૂપી પાશ—જાળ; વસ્ત્ર. **ઉડચો,** (વસ્ત્ર લઈને) ઉડી ગયો.

૧૪૦૦. **કપાળે કર દઈ,** કપાળે—માથે કર—હાથ મુકીને; નિરાશ થઇ.

૧૪૦૧. **ઉગરયું,** રહ્યું; બચ્યું. **વસ્ત્ર...ઉગરયું,** વસ્ત્રનું વસ્ત્ર ગયું અને બગ હાથમાં આવ્યો નહીં; એટલે કાંઈજ રહ્યું નહીં.

૧૪૦૨. **છત્ર,** રાજ્યચિહ્નનું છત્ર. 'છત્ર ચામર સિંહાસન' એ રાજ્યચિહ્ન છે. **અંગે,** શરીર ઉપર. **સૂત્ર,** કાચા સુતરનો દોરો. **સૂત્ર-તાંતણો,** સુતરનો એક પણ તાર; કોઈ પણ વસ્ત્ર.

૧૪૦૩. **વિહંગમ, ( સં. विहम्**=આકાશ+**गम्**=જવું ), આકાશમાં ઉડનારૂં પ્રાણી; પક્ષી; અહીં બગ પક્ષી. **હરી, ( સં. हृ**=લઇ જવું ), લઈ ગયો. **મા,** નહીં. **મા જોશો ફરી,** પાસુ ફેરવીને—મ્હોં મારા તરફ ફેરવીને જોતા નહીં.

૧૪૦૪. **પાછે પગે**, પાછલે પગે; પૂઠ આગળ રાખીને, **સ્ત્રીજંન**, સ્ત્રી–દમયંતી. **જંન**, જન સામાસિક શબ્દના છેલ્લા પદ તરીકે ઘણી વાર અકેકેકાના અથવા સર્વના અર્થમાં વપરાય છે.'સ્ત્રીજંન' અહીં તથા લીટી ૧૪૪૦માં અને ૧૬૯૯માં એકના અર્થમાં છે. 'બાંધવજંન' (ક. ૨જું), 'પક્ષીજન' (ક. ૪થું), 'નળ કહે હો પંખીજન' (ક. ૯મું), 'જોગીજંન' (ક.૨૩મું)–એમાં 'જંન–જન' એકના અર્થમાં છે. 'ચંચ ઘસું અમો પંખીજન' (ક. ૯મું), 'જશ ગીત બંદીજન બોલે' (ક. ૨૪મું); 'પાડોશીજંન' લીટી ૧૫૩૦–એમાં 'જન–જંન' સર્વ, સમૂહના અર્થમાં છે. **તંન**, તન, (**સં. तनू**=ખેંચવું), શરીર.

૧૪૦૫. **ઉભે**, (**સં. उभय**=બે), ઉભયે; બેઉ જણાએ. **તીરથ નાહે તેવાં શોભે**, તીર્થમાં સ્ત્રી પુરૂષ, પતિપત્ની ધાર્મિક ભાવનાથી એકજ ધોતિયું–કપડું પહેરીને નાહે છે તેવાં નળ દમયંતી એક વસ્ત્ર પહેરેલું હોવાથી શોભતાં હતાં.

૧૪૦૬. **અડવડીયાં ખાય**, અડબડિયાં ખાય; આમ તેમ લથડે. **સતને આધારે**, પોતાના સત–સત્યને લીધે. **સત**, (**સં. सत्य**).

૧૪૦૭. **જંખ**, ઝાંખરાં, ઝાડોનાં કંટાવાળાં લીલાં સુકાં ડાળાં. **જંખજાળ**, ઝાંખરાંની જાળ. **સ્થાનક**, (**સં. स्था**=ઉભા રહેવું), સ્થાન; જગ્યા; ઠેકાણું.

૧૪૦૮. **દ્રુમ**, ઝાડ.

૧૪૦૯. **નવનવી**, નવી નવી. **નિદ્રાવશ હુવી**, નિદ્રાને વશ થઈ; ઉંઘી ગઈ. **હુવી**, થઈ. જુઓ 'હવો' લી. ૧૩૩૦.

૧૪૧૦. **ક્ષુધા અંગોઅંગ રહી વશી**, ભૂખ આખા શરીરમાં વસી રહી; ભૂખને લીધે આખું શરીર અશક્ત જેવું થઈ ગયું. **પૂનેમનો શશી**, પૂર્ણિમાનો–આખો ઉગેલો શશિ–ચંદ્ર. જુઓ લી. ૧૦૮૫.

૧૪૧૧. **નિશ્વાસ મૂકયો**, નિસાસો મુકયો; દુઃખ ને અકળામણને લીધે. **નયણાં**, (**સં. नयन**), આંખો.

૧૪૧૨. **કોણ દિવસ**, કેવો દિવસ; કેવો ભારે સંકટનો વખત. **શ્રી હરી**, શ્રી હરિ, ઈશ્વર.

૧૪૧૩. **વસુધા**, (**સં. वसु**=ધન સંપત્તિ વગેરે, **धा**, **धृ**=ધારવું, વસુ ધારણ કરનાર), પૃથ્વી. **વસુધા વશ પડી**, પૃથ્વીને વશ થઈ તેના ઉપર

પડી છે; કાંઇપણ બિછાના વગેરે વગર જમીન પર સુતી છે. **એક ઘડી,** એક ઘડી વાર પણ; કોઈપણ વખત; જરા પણ.

૧૪૧૪. **દોહલે,** મુશ્કેલીથી; ઘણી મહેનતે. **વરી,** પરણ્યો. **જોઈને દેહ,** દમયંતીનું શરીર, તેના શરીરની સ્થિતિ જોઈને.

૧૪૧૬. **દ્વેષ મેળવે,** અદેખાઈ લાવે, મચ્છ ખાઈ ગઈ તે બાબતને લીધે.

૧૪૧૭. **પરતનયા,** પારકાની–બીજાની દીકરી.

૧૪૧૮. **છેહ દીધો,** દગો દીધો; વિશ્વાસઘાત કર્યો.

૧૪૧૯. **મલીન,** મેલું; પાપથી ભરેલું. **કો સમે,** કોઈ વખતે; ગમે તે વખતે.

૧૪૨૦. **એસું,** એની સાથે.

૧૪૨૧. **સમે,** હોલાય. **દાઝ,** (**સં. दह**=બળવું), બળતરા; ઝાંઝ; ગુસ્સાના રોસ.

૧૪૨૨. **પ્રેર્યો,** (**સં. प्रेर्**=ઉશ્કેરવું), ઉશ્કેરાયલો. **ક્રોધ,** (**સં. क्रुध्**=ગુસ્સો કરવો), ગુસ્સો. **ક્રોધે,** ક્રોધ કરે; ગુસ્સો કરે.

૧૪૨૩. **આશંકા,** ( **સં. आशंम**=બીહીવું ), બીહીક; શક; સંદેહ. દમયંતીને છોડીને ચાલ્યા જવામાં એક વસ્ત્ર પહેરેલું તે ફાડવાથી જાગી ઉઠશે તેવી બીહીક.

૧૪૨૪. **મધ્ય,** મધ્યમાંથી; મધ્ય ભાગમાંથી. **ચીર,** પહેરેલું વસ્ત્ર. **બળ કરી,** જોર કરીને; જોરથી. **થાય શબ્દ,** ફાડતાં અવાજ થાય.

૧૪૨૫. **છેદું,** (**સં. छिद्**=કાપવું), કાપું.

૧૪૨૬. **ક્ષુરિકા શસ્ત્ર,** છૂરી; પાળી. **વેહેર્યું,** કાપ્યું.

૧૪૨૮. **ગયો ડગલાં સાતજ ભરી,** સાત ડગલાં જાણે માપીને આગળ ગયો. **સાંભરી,** સાંભરવું, ( **સં. संस्मरण, सम्+स्मृ**=યાદ આણવું), યાદ આવી.

૧૪૨૯. **વિમાસણ,** (**સં. विमर्ष**=વિચાર, **वि+मृष**=વિચાર કરવો), મોટા અંદેશામાં–વિચારમાં પડવું તે. **ફાટીને મરે,** તેની છાટી ફાટી જશે ને તુરત મરી જશે.

૧૪૩૦. **વર્યો,** પરણ્યો. **પરહરી,** (**સં. परिहरण, परि+हृ**=છોડી દેવું), દેવતાઓને પરણવાની લાલસા ન રાખતાં તેમને છોડી દઇને. **નીસરી,** ( **સં. निस्सरण, निः+सृ**=ખસવું ), નીકળી; આવી.

૧૪૩૧. **ત્રૈલોક**, ત્રૈલોક્ય, ત્રણ લોક, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ. **ત્રૈલોકમોહન**, ત્રણે લોકમાં મોહ ઉપજાવે તેવી. સરખાવો, 'જેમ નદીમાં ભાગીરથી, તેમ શામામાં સર્વથી; ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરમાંથી કાઢી મથી. ક. ૫મું. **વેદના**, દુઃખ; સંકટ. **સેહેશે**, (**સં. सह्**=ખમવું), સહન કરશે; ખમશે. **રાન**, રન, (**સં. अरण्य**=વન), રણ; વન;જંગલ.

૧૪૩૨. **ન ઘટે**, ઘટતું નથી; સારૂં નહીં લાગે.

૧૪૩૩. **પરજળ્યો**, (**સં. प्रज्वल्**=પ્રકાશથી બળવું), બળ્યો. **અંતર પરજળ્યો**, અંતરમાં-મનમાં ઘણું બળવા લાગ્યો; મનમાં ઘણી બળતરા થવા લાગી.

૧૪૩૪. **તાણે**, ખેંચી જાય. **વાટ વનતણી**, વનની વાટ-વનના રસ્તા તરફ. **પ્રેમ તાણે**, પ્રેમ-પ્રીતિ (દમયન્તી તરફ) ખેંચે, આકર્ષણ કરે.

૧૪૩૫. **નિધિ**, (**સં. नि+धा-धृ**=ધારણ કરવું), ભંડાર. **વિચાર-નિધિ**, વિચારના ભંડારમાં-વિચાર સાગરમાં-ઉંડા વિચારમાં. સરખાવો, ગુણનિધિ, તપોનિધિ, જળનિધિ. **આવાગમન**, આવવું અને જવું. **હિંડોળે**, (**સં. हिन्दोल**), હીંચકો ખવાય તેવું પાટિયું. **આવા...ચહડયો**, દમયંતીની પાસે આવવું કે વનમાં તેને મૂકી એકલા જવું તેના વિચારમાં ને વિચારમાં ગરક થઈ ગયો ને આવજા કરી.

૧૪૩૬. **ફરી ફરી**, પાછો ને પાછો. **તજી**, ( **સં. त्यज्**=છોડવું ), છોડી દઈને; એકલી મુકીને. **સાધુ**, પતિવ્રતા અને નિખાલસ મનની.

૧૪૩૭. **પ્રબળ**, વધારે જોરવાળું; વધારે ખેંચનારૂં. **પ્રેમબંધન**, પ્રેમ રૂપી બંધન-જોડાણ; પ્રેમ પાશ. **ત્રુતીને ગયું**, ( **સં. त्रुट्**=તોડવું ), તુટી ગયું.

૧૪૩૮. **કંચુકી**, કાંચળી.

૧૪૩૯. **પત્ર**, પાંદડાં. **પરહરે**, છોડી દે; તજે. **પુનરપિ**, ( પુનઃ+ અપિ ), ફરીથી; પાછાં. **અંગી નવ કરે**, તેનો ( પાંદડાંનો વૃક્ષ-ઝાડ ) ફરી અંગીકાર કરતા નથી; પડી ગયલાં પાંદડાં ઉપર પાછાં આવતાં નથી ( તેમ ). **અંગી કરે**, ( **સં. अंगिकृ**=અંગીકાર કરવો ).

૧૪૪૦. **વમન**, ( **સં. वम्**=કાઢી નાંખવું ), ઉલટી; ઓકારી. **વમનનું અન્ન**, ઉલટી આવે ત્યારે બહાર નીકળી ગયેલું અન્ન; ખાધેલું

હોય તે. **શ્રીજંન**, સ્રી; દમયંતી. જુઓ લીટી ૧૪૦૪.

૧૪૪૧. **નેટ**, નિશ્ચયપૂર્વક; નક્કી. **હુંપે**, મારા કરતાં વધારે. **વાહાલું એહનું પેટ**, એણે મારા કરતાં પોતાનું પેટ વધારે વહાલું ગણ્યું (મચ્છ એકલી ખાઈ ગઈ તેવું ધારેલું તેથી). સરખાવો, 'પેટ સરખું પાલું તેને કોઈ ના વહાલું.'

૧૪૪૨. **મુકી દોટ**, ગબ્બડી મુકી; ઘણીજ ઝડપથી ત્યાંથી દોડી ગયો. **ઉવાટે**, આડે અવળે રસ્તે. **સાંસોટ**, એકે શ્વાસે; વચમાં અટક્યા કે થાક ખાધા વગર; શ્વાસભેર.

૧૪૪૩. **પ્રાતઃકાળ**, પ્રભાત; સવાર.

૧૪૪૪. **કાળ ઉદે અરૂણ તણો**, અરૂણના ઉદયનો કાળ; અરૂણોદયને વખતે; સૂર્ય ઉગતાં પહેલાં ત્રણ ઘડીનો જે કાળ–સમય–તે. **ધીશ**, (**સં. धी**=બુદ્ધિ+**ईश**=રાજા; અથવા **अधी**=અધિક+**ईश**=રાજા, **अधीश** ઉપરથી), રાજા; નળરાજા.

૧૪૪૫. **હૃદે થયું દુઃખ ઉદે**, હૃદયમાં–મનમાં–દુઃખ ઉદે થયું–દુઃખનો ઉદય થયો; દુઃખ લાગવા માંડયું. **દીશ**, દીસ; દિવસ; પ્રભાતનું અજવાળું.

૧૪૪૬. **વિલાપ**, (**સં: वि+लप्**=શોક કરવો, **लप्**=બોલવું), બોલીને રડવું તે; શોક કરવો તે. **કરે વિવિધ વિલાપ**, અનેક પ્રકારે–ઘણો ઘણો શોક કરે.

૧૪૪૭. **વ્યાકુળ**, શોક ક્રોધ ઇત્યાદિથી છેક ગભરાઇ ગયેલું; બ્હાવરૂં બની ગયેલું. **અંગ**, શરીર. **અવની**, પૃથ્વી. **પછાડે**, જોરથી અફાળે. **આપ**, પોતાનું શરીર. સરખાવો, આપઘાત, આત્મઘાત; લીટી ૧૬૭૬; 'ભીંત માંહે જડી છે આપ, વણ ધરે દીસે છે આપ,' ક. ૧૯મું; 'સઘ મુકાશે મારો શાપ, પછે ધર્યું મેં અહીનું આપ,' પ્રેમાનંદ ભાગવત, અ. ૩૫, કડી ૧૦૦.

૧૪૪૮. **વામા**, સ્ત્રી. રંક, ગરીબડી; દુઃખી. **રામા**, સુંદર સ્ત્રી. **એકલડી**, છેક એકલી કવિતામાં આવો પ્રયોગ વપરાય છે. સરખાવો 'દેહડી,' 'સાહેલડી,' 'આંખડી,' 'એકલડી.'

૧૪૪૯. **અવધ્ય**, અવધિ; હદ. **જીવ્યાની વળી અવધ્ય**,

દમયંતીના જીવવાની હવે હદ વળી ગઈ; છેડો આવી ગયો; તેની આશા રહેતી નથી.

૧૪૫૦. **કોકિલાસ્વરી,** કોકિલા-કોકિલ-કોયલના જેવો મધુર સ્વર છે જેનો તે. સ્ત્રીના કંઠને કોયલના સ્વર સાથે સરખાવવામાં આવે છે. સરખાવો 'કંઠે કોકિલા કપોત, જ્યોત પોતાની રે લોલ' (વલ્લભ સણુગારનો ગરબો); 'તારો કંઠ સુણી કોકિલા થઇ દીન,' (દયારામ-રાધિકાનું વખાણ). 'એ દમયન્તીનો કંઠ સાંભળિ, કોકિલા થઈ કાળી,' ક. ૪થું. 'ગીત ગાએ કોકીલસ્વરા,' ક. ૨૪મું. **ઉપન્યો,** ઉપજ્યો; થયો. **વિખવાદ,** તકરાર; અંટસ. **શે...વાદ,** એની સાથે અંટસ શે-શા માટે થઇ ગયો.

૧૪૫૧. **ગમયંતી,** ગમતી. **માંડયો સાદ,** મોટેથી બૂમ પાડવા માંડી.

૧૪૫૨. **વિશ્વમોહિની,** વિશ્વને-આખી દુનિયા-ત્રણે લોકમાં મોહ ઉપજાવે તેવી. **દોહિની,** (**સં. दोहन, दूह**=દૂધ દોહવું, સાર ખેંચી કાઢવો), દોહનથી-સાર ખેંચી લેવાથી તત્વ નીકળેલું તે. **સૃષ્ટિદોહિની,** સૃષ્ટિનું દોહન કરવાથી થયેલી-બનેલી તે. જુઓ 'સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર; તે તેજનું પ્રજાપતિએ, ઘડયું દમયંતીનું ગાત્ર,' ક. ૪થું; વિનતા વદન વિધિયે કીધું, સાર શશીનું લીધું,' તથા 'સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા,' ક. ૧૫મું. **સૂજાણ,** સુજાણ, (**સં. सुज्ञान, सु**=સારૂં+**ज्ञा**=જાણવું), દુનિયાદારીની જાણવાળી; પ્રવીણ; ચતુર.

૧૪૫૩. **વિરહિણી,** વિજોગણી; વિજોગ પડેલો તેવી. **વલ્લભ,** પ્રાણપતિ. **દુલ્લભ,** દુર્લભ; મુસ્કેલ. **દર્શન દુલ્લભ,** દર્શન થવાનું-મળવાનું હવે દુર્લભ-વીરલું છે. **પિયુના પ્રાણ,** પિયુ-પતિના પ્રાણ-જીવ સમાન એવી; પતિને (મને) પ્રાણના જેવી વહાલી હતી તે.

૧૪૫૪. **વાટ,** રસ્તો. **જોતો આવ્યાની વાટ,** પોતે જે રસ્તે આવેલો તે રસ્તા ઉપર નજર નાખ્યા કરતો.

૧૪૫૫. **ચર્ણ ધર્ણનાં,** ધર્ણ-ધરણી-જમીન ઉપર નળનાં ચર્ણ-પગલાં પડેલાં તે. **વન કીધું નિરવાટ,** વન રસ્તા વગરનું કર્યું; આખા વનમાં ચાલવાનો કોઈ પણ રસ્તો કે પગથી પડેલી તે બધું ભૂસી નાખ્યું-કાઢી નાખ્યું

૧૪૫૬. **વડડાળે**, વડના ઝાડની ડાળીને.

૧૪૫૭. **મોહ ધારણ કર્મ કારણ**, મોહમાં નાંખે–ફાંસામાં નાંખે એવા કર્મ–નસીબને લીધેજ આવું બન્યું છે (એમ કહે). **લલાટે**, કપાળે.

૧૪૫૮. **વિલપે**, વિલાપ–શોક કરે. **કલપે**, કલ્પાન્ત કરે.

૧૪૫૯. **કબુધ્ધ**, કુબુદ્ધિ; ખરાબ મતિ. **વાત ભાવી**, દ્યુત રમવાની વાત–માગણી ભાવી–પસંદ પડી; અથવા બુદ્ધિ બગડવાને લીધે દમયંતીને વનમાં એકલી મુકી દેવાની વાત સારી લાગી. **અન્યા**, ( **સં. अन्याय**, ગેરઇનસાફ, **अ**=નહીં+**न्याय**=ઇનસાફ ) વાંક; ગુન્હો. સરખાવો, ' નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા, ' ક. ૧૧મું; તથા ' નથી બાઈ તું ચુકવાવાળી, નહીં તજે અન્યા ટાળી, ' લી. ૧૯૭૦. **છેહ દીધો**, દગાથી રઝળતી મુકી; ત્યાગ કર્યો. **અન્યા...છેહ**, અલ્પ–નાના–નજીવા વાંક માટે મેં દમયંતીને છેહ દીધો–છોડી દીધી, રઝળતી મુકી.

૧૪૬૦. **અજગર**, એક જાતનો મોટો બિહામણો સાપ. **વરૂ**, કુતરાના જેવા મ્હોડાવાળો રીંછના જેવા વાળવાળો અને મોટા કુતરા જેટલો ઉંચો એક પશુ. **નાગ**, એક જાતનો સાપ. **દારૂણ**, ભયંકર, **દારૂણ...હુદ્ય**, વન અતિશય દારૂણ–ભયંકર છે.

૧૪૬૧. **કરાડ**, જમીનનો ઉંચો સીધો ભાગ. **કોતર**, લાંબો પહોળો ઉંડો ખાડો. **સદ્ય**, તુરતજ; આવાં કરાડને કોતરો વનમાં જોશે કે તુરત.

૧૪૬૨. **ગજગામી**, હાથીની માફક ગમન કરનારી–ચાલનારી. સરખાવો ' હીંડે કરી મન લીધયં' લી. ૧૧૭૨. **નિરમૂખ**, નિર્મુખ; નિરાશ થઈને.

૧૪૬૩. **સાથ**, સમૂહ; મળેલાં લોકો. **સ્વયંવર સાથ**, સ્વયંવરમાં એકઠા થયેલા રાજાઓ. **પામશે સુખ**, સુખ પામશે; આનંદ મેળવશે; ખુશી થશે.

૧૪૬૪. **શબ્દ**, સાદ. **ગાઢ**, ગાઢો; ઘાડો.

૧૪૬૫ **પ્રેમજળ**, પ્રેમને લીધે આંખમાં આવેલાં આંસુ. **બળતાને**, હું બળ્યા કરૂં છું તેને.

૧૪૬૬. **જાણી રાણી**, રાણી–દમયંતી હશે એમ સમજીને. **બેઠો સ્વર**, ઘાંટો બેસી ગયલો.

૧૪૬૭. **શબ્દે**–જે તરફથી શબ્દ–સાદ–સંભળાયેલો તે તરફ.

૧૪૬૮. **દવાડા**, દવાડ, દવ; જંગલ બળવું તે. **બળે દવાડા**, દવ બળતો હતો. **તરફડે**, તરફડિયા મારતો; આકુળ વ્યાકુળ થઇ ગયેલો. **વ્યાળ**, ( **સં. व्याल** ), સર્પ.

૧૪૬૯. **દયાસિંધુ**, દયાના સાગર; ઘણોજ દયાવાન. **દીનબંધુ**, દીન–ગરીબ–લાચારના બંધુ–ભાઇ–દોસ્ત.

૧૪૭૦. **વહ્નની વરદાન**, અગ્નિ દેવતાનું વરદાન, જુઓ લી. ૧૨૧૩. **કીધો નમસ્કાર**, પગે લાગ્યો.

૧૪૭૧. **આપ પ્રાણદાન**, પ્રાણનું દાન આપ; ( મને ) જીવતો ઉગાર. **કરૂણાનિધાન**, કરૂણા–દયા–વાળા; દયાળુ. **કાંઈ હુંએ કરીશ ઉપકાર**, મને જીવથી બચાવો, અને હું તેના બદલામાં તમારા ઉપર ઉપકાર થાય તેવું તમારૂં કાંઈ કામ કરીશ. **સરખાવો**, 'પ્રાણદાન તું આપીશ તો, કાંઈ હુંએ કરીશ ઉપકાર,' ક. ૮મું. **ઉપકાર**, ( **સં. उप+कृ**= મદદ કરવી ), કલ્યાણ–સારૂં કરવું તે.

૧૪૭૨. **વિષ**, ઝેર. **પ્રમાણ**, ( **સં. प्र+मा**=માપવું ), માપ. **જોજન દેહ પ્રમાણ**, તેના શરીરનું માપ–લંબાઈ એક જોજન હતી; તે એક જોજન જેટલો લાંબો હતો.

૧૪૭૩. **સ્કંધ**, ખાંધ (૫૨). **શાતા**, ( **સં. शम्, शान्त**=શાન્ત થવું ), શાન્તિ. **શાતા પામ્યો પ્રાણ**, તેનો પ્રાણ–જીવ–શાન્તિ પામ્યો; તે સર્પને શાન્તિ થઈ–વળી.

૧૪૭૪. **પુણ્યશ્લોક સાચા**, પુણ્યશ્લોક નાગ પ્રમાણે નળરાજા સાચા–સતવાદી છે, **વિપ્ર વાચા**, વિપ્ર–બ્રાહ્મણની વાચા–વચન. જે ઋષિઓએ સર્પને શાપ દઈ પછી અનુગ્રહ કરેલો તેમનું વચન ખરૂં પડયું ( કેમકે આજે નળરાજા મને તેમના કહ્યા પ્રમાણે મળ્યા છે ). જુઓ લી. ૧૪૮૫. **વૈદર્ભી કાંત**, વૈદર્ભી–દમયંતીનો કાંત–સ્વામી–નળ.

૧૪૭૫. **દાધો**, ( **સં. दह्**=બળવું ), બળ્યો. **સબળ**, ઘણુંજ. **વૃત્તાંત**, હકીકત, વર્ણન. **કેહે માંડી વૃત્તાંત**, તું કોણ છે, આવો પરિતાપ કેમ પામ્યો વગેરે તારી હકીકત શરૂઆતથી પૂરી કહે.

૧૪૭૬. **પરિતાપ**, ઘણોજ તાપ, ઘણુંજ દુ:ખ.

૧૪૭૯. **પ્રાચીન કર્મ**, પૂર્વનાં કર્મ–પૂર્વે જન્મે કરેલાં સારાં નરસાં કામ. **સંતાપ**, ( **સં. सम्+तप्**=દુ:ખ પામવું ), દુ:ખ; કષ્ટ. **સપ્તઋષિ**, કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્રી, ગૌતમ, જમદગ્નિ, અને વશિષ્ઠ એ સાત ઋષિ.

૧૪૮૦. **અજ્ઞાનતા જાગી મુજતણી**, મારી અજ્ઞાનતા–મૂર્ખાઈ જાગી–જાગૃત થઈ; મેં મૂર્ખાઈ કરી.

૧૪૮૧. **ફૂંતકારી**, ફુંફાડો માર્યો, જોરમાં અવાજ સાથે મ્હોડામાંથી પવન કાઢયો. **ફુણા**, ફેણ. **જવાળ**, જવાળા, ફેણમાંનો ઉનો પવન. **ચહડયો કાળ**, કાળ–ગુસ્સો ચઢયો–લાગ્યો; ખીજવાયા.

૧૪૮૨. **પતિત**, ( **સં. पत्**=પડવું ), નીતિભ્રષ્ટ; પાપી. **વિખ**, વિષ. **ષ** ના **ખ** માટે જુઓ લી. ૧૨૩૨. **લેહેર**, (**સં. लहरी**), લહરી. **ઉપેર**, ઉપર.

૧૪૮૩. **વાસો**, ( **સં. वस्**=રહેવું ), વાસ; રહેવું તે. સરખાવો ' રાતવાસો કરવો. '

૧૪૮૪. **શાપ ટળે નહીં**, શાપની અસર થયા વગર રહે નહીં; શાપ લાગ્યા વગર રહે નહીં. **અનુગ્રહ**, (**સં. अनु+ग्रह्**=કૃપા કરવી), કૃપા. **શાપનો અનુગ્રહ કરો**, શાપમાંથી અમુક પ્રકારે કે અમુક વખતે છૂટું એવું કરવાની કૃપા કરો.

૧૪૮૫. **દરશન થાશે**, નળનું તને દર્શન થશે; તેને તું મળશે.

૧૪૮૮. **પુણ્યશ્લોકપણું પાળ્યું**, જે નામ સ્મરણથી પુણ્ય થાય છે તેના દર્શનથી હું શાપમાંથી છૂટયો, એવી રીતે નામ ખરૂં પાડયું.

૧૪૮૯. **ફળ લહ્યું**, ફળ મેળવ્યું.

૧૪૯૦. **ધસ્યો**, આગળ ગયો. **ડસ્યો**, દંશ દીધો; કરડયો.

૧૪૯૧. **કુબડું**, ( **સં. कुब्ज** ), જેને વાંસે મોટો ઢેકો નીકળી આવેલો હોય તેવું; વાંકું વળેલું. **થયું કુબડું રૂપ**, તેનું શરીર વાંકું વળી ગયું ને તે કદરૂપો થયો.

૧૪૯૨. **કાજળ**. ( **સં. कज्जल** ), મેસ. **શ્યામતા**, કાળાશ. **પંચવર્ણ**, પાંચ વર્ણ–રંગના. **કેશ**, માથાના વાળ.

૧૪૯૩. **ખુંધ**–ખૂંધ, વાંસાનો બહાર ઉપસી આવેલો ભાગ.

૧૪૯૪. **ધન**, ધન્ય છે; ઠીક કીધું. **કદ્રુ**, કશ્યપની સ્ત્રી અને નાગોની માતા. **કદ્રુકુમાર**, કદ્રુના કુમાર–પુત્ર.

૧૪૯૫. **હુંને**, મને (આવો પ્રયોગ કવિતામાં વપરાય છે).

૧૪૯૬. **રખે દુઃખ ધરો**, દુઃખ થયું એમ ન ગણશો. **જોતાં**, ખરૂં જોશો તો.

૧૪૯૭. **સવંત્સર**, વર્ષ. **ગુંસ...વર્ણ**, જુઓ લી. ૧૨૮૭–૮૮.

૧૪૯૮. **પરિધાને**, (**સં. परि+धा, धृ**=ધારણ કરવું), પહેરવાથી. **મુળગું**, મૂળનું; અસલ; હાલ હતું તેવું.

૧૪૯૯. **તતક્ષણ**, તત્ક્ષણ, તેજ ક્ષણે; તે પહેર્યાં કે તુરતજ. **કાંતિ ફરી**, કાંતિ–રૂપ બદલાઈ ગયું.

૧૫૦૦. **દિવ્ય**, સુંદર; સારૂં; દેવે આપ્યા જેવું. **ધરિયું**, (**સં. धृ**= ધારણ કરવું), રાખ્યું; પાડયું. સરખાવો, 'દમન, દંત, દુર્દમન, દમયંતી નામજ ધર્યાં,' ક. ૩જું; 'દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું', ક. ૫મું.

૧૫૦૩. **મહીપતી**, મહીપતિ,નળ રાજા. **પળે**, (**સં. पल्**=જવું), જાય. **મળે**, એકઠા થાય.

૧૫૦૪. **લીહ**, હદ; આડો આંક. **લીહ વાળી**,આડો આંક વાળ્યો.

૧૫૦૫. **પ્રતિહાર**. રાજાના મહેલનો દરવાન; ચોપદાર; છડીદાર. **પ્રતિહાર સાથ**, પ્રતિહારનો સાથ–સમૂહ; પ્રતિહારો.

૧૫૦૬. **ઋતુપર્ણ**, અયોધ્યાનો રાજા. **વિધિ**, બ્રહ્મા, સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર. બ્રહ્મની જે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણ શક્તિ તેમાંની પહેલી તે બ્રહ્મામાં રહેલી છે. બ્રહ્મા શેષશાયી નારાયણના નાભિકમળમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પેદા થયા છે. એનું વાહન હંસ છે. એની પુત્રી સરસ્વતી છે. બ્રહ્મા ચાર મ્હોડેથી નિરંતર ચારે વેદ ભણ્યા કરે છે. પ્રજાપતિ, વિરંચી, ચતુરાનન વગેરે બીજાં એનાં અનેક નામ છે. **નિરમ્યું**, (**સં. निर्+ मा**=પેદા થવું), સરજાવ્યું.

૧૫૦૭. **જાંબુફળ**, જાંબુ.

૧૫૦૮. **ધામ**, ઠેકાણું; ઘર. **સ્વરૂપના ધામ**, રૂપના ધામ; રૂપનિધાન. **આ ઠામ**, આ જગ્યાએ; અહીં.

**૧૫૦૯. ઉદર ભરવા**, પેટ ભરવા; પેટની ખાતર.

૧૫૧૦. **ખેડું**, ચલાવું; હાંકુ. સરખાવો દરિયો ખેડવો, વહાણ ખેડવું.

૧૫૧૧. **મોટું કારણ**, તમને અહીં રાખવાનું એ મોટું કારણ છે; તમો બહુ ઉપયોગી થઈ પડો તેમ છે. **અસાધારણ**, સાધારણ નહીં તે; અપૂર્વ. **આ રૂપ ને વિદ્યા અસાધારણ**, આવું રૂપ જેનામાં હોય તે આવી અશ્વમંત્રની વિદ્યા જાણે એ કાંઈ સાધારણ બાબત નથી, એવું કવચિતજ જોવા જાણવામાં આવે છે.

૧૫૧૨. **કો**, કોઈ પણ **મંત્ર પ્રાપ્તિ**, અશ્વમંત્ર-વિદ્યા મેળવવી તે.

૧૫૧૩. **મંત્રપાઠ**, અશ્વમંત્રનો પાઠ-અભ્યાસ; રોજ અશ્વમંત્ર મ્હોડે બોલવો તે. **સેવક**, નોકર.

૧૫૧૪. **કો સમે**, કોઈ સમયે-વખતે. **પ્રકાશી**. મોટેથી. **ભણતા**, બોલતા. **વિદ્યા પામ્યો**, વિદ્યા પ્રાપ્તિ થઈ; વિદ્યા મેળવી શક્યો.

૧૫૧૭ **નીચું કામ**, હલકા પ્રકારનું કામ; નઠારૂં ગણાય તેવું કામ. **નહીં...નામ**, હું તમારા સેવક-નોકર તરીકેનું નામ ધરાવીશ નહીં, સેવક તરીકે ગણાવા નહીં દઉં.

૧૫૧૮. **સ્વયંપાક**, પોતાને સારૂ પોતાને હાથે પાક-રસોઈ કરવી તે.

૧૫૧૯. **જેમ તેમ**, ગમે તેમ કરીને; ગમે તે શરતે પણ **વિદ્યાવાન જવા દઉં કેમ**, અશ્વમંત્ર જેવી વિદ્યા જે જાણે છે તેને હું જવા કેમ દઉં, મારી પાસે કેમ ન રાખું.

૧૫૨૦. **હયદાસપતિ**, હય-ઘોડાના દાસ-ઘોડાવાળાના પતિ, ઉપરી. **અધિકાર**, જગ્યા; ઉપરીપણાની સત્તા. **માત્ર**, આ શબ્દ સમાસને અન્તે આવીને સઘળા, તે વર્ગમાંના બધાં, એવા અર્થમાં વપરાય છે. જુઓ 'શત્રુમાત્ર પમાડ્યા શાંત,' ક. ૨જું; 'ઘર થઈ બેઠા પ્રાણીમાત્ર,' ક. ૨૪મું. **સેવકમાત્ર**, બધા સેવક-બધા ઘોડાવાળા. **કરે નમસ્કાર**, નમન કરતા રહે; તેને ઉપરી તરીકે પૂર્ણ માન આપે.

૧૫૨૧. **દાસત્વપણું**, સેવક હોવું તે; ચાકરી.

૧૫૨૨. **અશ્વપતિ**, અશ્વ–ઘોડાનો પતિ; હયશાળા–ઘોડારનો ઉપરી. **હયશાળા**, ઘોડા બાંધવાની જગ્યા; ઘોડાર. **વાસો રહ્યા**, રહેવાનું રાખ્યું; રહેવા માંડયું.

૧૫૨૩. **વિજોગ**, ( **સં. वियोग, वि+युज्**=જોડાવું ), વિયોગ, દમયંતીથી છુટા–એકલા હોવાનું. **શ્લોક**, ( કવિતામાં ) લઘુ ગુરુ અક્ષરની નિયમપૂર્વક કરેલી જે શબ્દ રચના તે; વૃત્ત; ચાર ચરણની જે એકેકી રચના તે. **ભણી**, બોલીને.

૧૫૨૬. **ચક્રવાક**, પાણીમાંથી શિકાર શોધનારાં એક જાતનાં પંખીઓ–ઘણું કરીને આકારમાં હંસ બતક જેવાં પણ ખબુતરથી નાનાં હોય છે. એ પંખીઓ વિષે એમ કહેવાય છે કે નરમાદા દિવસે સાથે રહે છે પણ સાંજથી તે આખી રાત એક બીજાથી જુદાં–એક આ પાર ને બીજું પેલે પાર; ચકવાચકવી. ‘ ચકવાચકવી ચતુર નર, નિતપત રાહત ઉદાસ; ખર ઘૂવડ અરૂ અબૂઝ નર, સદા મગન પ્રથિરાજ. ’

૧૫૨૭. **તે સંગ**, તેના સંગમાં; તેની સોબતમાં. **રવિ તાપ**, દિવસનો સૂર્યનો તાપ. **સાંખે**, સહન કરે.

૧૫૨૮. **ચંદ્રપ્રકાશ**, ચંદ્રનું તેજ; ચાંદની. **ખૂંચે**, નઠારી–ખરાબ લાગે છે; દુઃખ દેનારી લાગે છે.

૧૫૨૯. **દિલમાં**, શરીરમાં; મનમાં. **રૂચે**, (**સં. रुच्**=પસંદ પડવું), સારૂં લાગે; ગમે.

૧૫૩૦. **શયન**, (**સં. शि+शय्**=ઉંઘવું), ઉંઘવું તે. **વિસ્મય**, (**સં. वि+स्मि**=અચંબો પામવો), અચંબો; આશ્ચર્ય. **પાડોશીજંન**, બધાં પાડોશી–પડોશમાં રહેનારાંઓ બધાં. ‘ જંન ’ માટે જુઓ લી. ૧૪૦૪.

૧૫૩૧. **બાળ બીહામણો**, બાળક બ્હી મરે તેવો. **કદરજ**, ( **સં. कदर्य** ), કંજુસ; કદરૂપો.

૧૫૩૨. **સુકૃત**, સારૂં કર્મ; પુણ્ય વગેરેનું કામ. **આ સ્વરૂપ**, આવા સ્વરૂપવાળા; રૂપવાન; રૂપાળા.

૧૫૩૩. **વારૂ**, સારૂં; ઠીક. આહિંયા ક્રિયાવિશેષણ. સરખાવો, ‘ વારૂ થયું જે તમે મળીયા ’, ક. ૨૧મું; વારૂ–સારૂં–( વિશેષણ ) ‘ વૃક્ષ વારૂ

ચારોળીનાં ' ક. ૬૩. **વિપત**, વિપત્તિ; દુઃખ; વિયોગ. **ભૂત**, બાહુક રૂપી ભૂત; ભૂત જેવો. **છૂટી**, દુઃખમાંથી છૂટી થઈ–બચી; દુઃખ ભોગવતી અટકી. **બાપડી**, ગરીબડી, આવા પુરૂષ સાથે પરણવાથી દયામણી સ્ત્રી.

૧૫૩૪. **રાયને**, ઋતુપર્ણ રાજાને. **રીઝવી**, ખુશ કરીને; સંતોષ આપીને. **રહ્યો રીઝવી**, આનંદ આપ્યા કરતો.

૧૫૩૫. **વૃહદશ્વ**, બૃહદશ્વ. દ્વૈતવનમાં પાંડવ પાસે આવેલા ઋષિ યુધિષ્ઠિરને એણે અનેક ઇતિહાસ સંભળાવ્યા હતા, અને અશ્વવિદ્યા ( દ્યૂત-વિદ્યા ) તથા અશ્વહૃદય વિદ્યા ( અશ્વપરીક્ષા ) પણ શીખવી હતી. **યુધિષ્ઠિર**, યુદ્ધમાં સ્થિર; ધર્મરાજા; અર્જુનના મોટા ભાઈ. એના પિત્રાઈ ભાઈ કૌરવો સાથે દ્યૂત રમવામાં હાર્યા તેથી પોતાના ચાર ભાઈ તથા દ્રૌપદી સાથે એણે બાર વર્ષ વનવાસ ભોગવ્યો હતો. કૌરવની હાર થયા પછી એ હસ્તિનાપુરની ગાદીએ બેઠા હતા. પણ કૃષ્ણ સ્વધામ ગયાની વાત સાંભળી ત્યારે હિમાલય ગયા. એ સત્યવાદી, શસ્ત્રવિદ્યામાં પ્રવીણ, રાજનીતિમાં કુશળ, અને ધર્મનિષ્ઠ હતા. **વૃહદશ્વ કહે યુધિષ્ઠિરને**, જુઓ 'એહવે સમે એક તાપસ આવ્યો, 'વૃહદશ્વ એહવું નામ,' ક. ૧લું, લી ૧૦. **શી ગત હવી**, શી ગતિ થઈ તે; દમયંતી એકલી પડી પછી શું થયું તે વાત.

૧૫૩૭. **અચાનકે**, અચાનક; ઓચિંતી. **ગ્રેહેવા**, (**સં. ग्रह्**=પકડવું), પકડવા. **પ્રભુ**, સ્વામી–નળરાજા.

૧૫૩૯. **અમ અબળાના**, મારા જેવી અબળા–સ્ત્રીના. **કારમાં**, ચમત્કારિક; કોમળ. જુઓ. લી. ૧૨૮૨. **હાસ**, (**સં. हस्**=હસવું). હસવાનું કામ; ઉપહાસ્ય.

૧૫૪૦. **સમ દેઈ**, (સમ, આરબી, કસમ), પોતાના સમ–સોગન ખાઈને.

૧૫૪૧. **બહુ વિધ કરી**, અનેક રીતે સાદ કરીને–બૂમો પાડીને. **વિષાદ**, (**સં. विषद्**=ખેદ પામવો), ખેદ; શોક.

૧૫૪૩. **દાસ**, દાસી; દાસી જેવી સ્ત્રી.

૧૫૪૪. **વલે**, સ્થિતિ; દશા. સરખાવો, 'જો વ્યભિચારી જીવ તારી શી વલે થશે.' **કોણ**, કેવી.

૧૫૪૫. **આણ**, સમ; સોગન. **ચર્ણ કેરી**, ચર્ણ–પગની.

૧૫૪૬. **સાવજ, (सं. श्वापद)**, એક જાતનો વગડાનો પશુ.

૧૫૪૭. **વોહો છો**, પટાવો છો; છળો છો.

૧૫૪૮. **જાઓ છો હાડ**, હાડ જાઓ છો; છેકજ હદપાર જઈ કઠોર થઈને વેર જાણે વાળતા હો તેવું કરો છો. **રાડ**, રાઢ; કજિયો. **ફાંસુ**, ફાંસા રૂપ; મારી નાંખવા જેવી સ્થિતિ કરે તે.

૧૫૪૯. **અગોપ**, ગુપ્ત; સંતાઈ રહેલા. 'અગોપ'માં અના પ્રયોગ સંબંધે જુઓ લીટી ૧૧૬૭. **આંખડીએ**, આંખમાં.

૧૫૫૦. **પેખું**, જોઉં; જોઇને જાણું. **લહું**, લક્ષમાં લાવું; શોધી કાઢું.

૧૫૫૧. **નિશા**, રાત્રિ; રાત. **ભયાનક**, ભય-બ્હીક લાગે તેવી. **સ્થાનક**, (આ) સ્થાને; જગ્યાએ; અહીંજ.

૧૫૫૩. **પ્રભુજી**, પરમેશ્વર. **અવેવ**, અવયવ. **અંગ અવેવ**, શરીરના અવયવો; આખું શરીર.

૧૫૫૪. **વહાલે**, વહાલાએ; પ્રિય પતિએ. **વછોડી**, આઘી કરી; દૂર કરી; છોડી દીધી.

૧૫૫૫. **વલવલવું**, વલવલાટ કરવો; વલોપાત કરવો. **મુક્યું છોડી**, છોડી મુકયું; છોડી દીધું; રડવાનું બંધ કર્યું (આસપાસ શોધ કરવાને માટે).

૧૫૫૬. **વાટે**, વાટમાં; રસ્તામાં. **ઉચાટ**, ઉચ્ચાટ, **(सं. उच्चाटन)**, મનની અકળામણ; ગભરાટ; ચિંતા.

૧૫૫૭. **હુંય પરહરી**, મને છોડી દીધી.

૧૫૫૮. **દીજે**, દઈયે; કરિયે; **નેહ, (सं. स्नेह)**, સ્નેહ; પ્યાર.

૧૫૫૯. **કર્મે...આંક**, જુઓ લીટી ૧૨૫૩.

૧૫૬૦. **અપરાધ, (सं. अपराध्**=ખોટું લગાડવું), ગુન્હો; વાંક; દોષ.

૧૫૬૧. **ભ્રાંત**, ભ્રાન્તિ, **(सं. भ्रम्**=ભટકવું), ખોટી સમજણ; શક; વેહેમ. **અંતર**, અંતરમાં; મનમાં.

૧૫૬૩. **ભામની, ( सं. भामिनी )**, સુંદર સ્ત્રી; સ્ત્રી. **એકલડી જાત**, જાતે-પોતે એકલી.

૧૫૬૪. **જપતી, (सं. जप्**=જપવું, ધીમેથી બોલ્યા કરવું), વારે વારે નામ લયા કરતી.

૧૫૬૫. **શુદ્ધ**, (**સં. शुद्धि**), શુદ્ધિ; ભાન. **કંટક**, કાંટા.

૧૫૬૬. **નીર**, પાણી.

૧૫૬૭. **ધારા બેબે ઝરે**, બે આંખે આંસુની બે ધાર સતત વહેતી. **વેહે**, (**સં. वह्**=વહેવું), વહેતું ચાલે. **રૂધીર**, લોહી.

૧૫૬૮. **આખડે**, અથડાઈ પડે.

૧૫૬૯. **ભરાયે કાંટે કેશ**, કાંટે–કાંટામાં કેશ–ચોટલાના વાળ ભરાય; અથવા કાંટામાં ચોટલો ભરાવાથી (ચાલતાં ચાલતાં ઉભી રહે).

૧૫૭૦. **ઉઝરડા**, કાંટા ઘસાયાથી તથા વાગવાથી શરીર પર લીસોટા–કાપા પડે તે; ઉઝેડા.

૧૫૭૨. **ગીરી**, ગિરિ; ડુંગર.

૧૫૭૩. **અશુદ્ધે**, શરીરની શુદ્ધિ–ભાન ન હોવાથી. **ઉધડકે**, ચોંકે; ધડકે. **અશુદ્ધે ઉધડકે નહીં**, શરીરનું ભાન નહીં હોવાથી તેની છાતી પણ ધડકતી નહોતી. **બરાડ**, બરાડા; મોટી ગર્જના.

૧૫૭૪. **ટીંબા**, ધૂળ વગેરેના મોટા ઢગલા; ટેકરા. **ખોહ**, ગુફા; કઢણુ; બખોલ.

૧૫૭૫. **રાફડા**, સાપે પોતાને માટે ભોંયમાં જે દર પાડ્યું હોય **તે**. **ફૂંફવે**, ફું એવા અવાજ કરે; ફુંફાડા–ફુંફવાટા મારે. **ધુધુવે**, ધુધુ અવાજ કરે. **ઘોહ**, ઘો, સરડાના જેવું પણ ચપટું એક પ્રાણી. એને ભિંગડાં અને ચાર પગ હોય છે. એ રાતે શિકાર સારૂ નીકળે છે, એની બે જાત પ્રસિદ્ધ છે–ચંદનઘો અને પાટળાઘો.

૧૫૭૬. **પ્રીછ**, સમજણ; ઓળખાણ. **ન પડે કાંઈ પ્રીછ**, કોના અવાજ આવે છે તે સમજાય–પરખાય નહીં.

૧૫૭૭. **વણીઅર**, ઊંદરના જેવા મ્હોડાનું, બિલાડીથી જરા મોટું અને લાંબા પૂછડાનું ચોપગું પ્રાણી; વહેણુ. **અર્ણ્ય**, અરણ્ય.

૧૫૭૮. **સુકર**, ડુક્કર; ભુંડ. **રોઝ**, એક જાતનો પશુ. ( રોઝ જેવો છે એટલે કંઈજ ન સમજે તેવો બૂઝક). **ચીકારડા**, છિકારડાં, સરડા જેવું એક પ્રાણી; એના ફુંકવાથી પશુ પક્ષી મનુષ્ય પ્રાણીને ઝેર ચઢી જાય છે. **ચીતરો**, ચિતરો, ( **સં. चित्रक** ), વાઘની એક જાત; એનાં રૂવાંનો રંગ

પીળો હોય છે, અને એને અફેકી બાજુએ નાના મોટા મળીને દશેક જાતના કાળા કાળા પટા હોય છે; ચિત્તો. **ફાળ**, જોરમાં એકદમ દોડવું તે; ફલંગ.

૧૫૭૯. **ફાલુ**, ઘરડો, દાંત પડેલા એવો કોલાની જાતનો પશુ. જ્યાં વાઘ હોય છે ત્યાંજ તે રહે છે. **શીઆળ**, શિયાળ; સીધી પુછડીનું, પીળાશ પડતા વાળવાળું અને સીધા કાનનું ચોપગું જાનવર; એ ખંધુ કહેવાય છે.

૧૫૮૦. **આંબો, (સં. आम्र)**, જેના ઉપરથી કેરી ઉતરે છે તે ઝાડ. **આંબલી, (સં. आम्लिका)**, આમલી. **અપાર**, પાર વગરનાં; પુષ્કળ.

૧૫૮૧. **શીમળ**, સિમળો, એક જાતનું ઝાડ છે. **સમડી**, શમીનું ઝાડ. એના પાંદડાં દેવને ચઢે છે. પાંડવાએ એમાં પોતાનાં શસ્ત્ર સંતાડયાં હતાં અને દસેરાએ પાછાં લીધાં હતાં, માટે તે ઝાડની દસેરાએ સૌ પૂજા કરે છે. **સેગટો**, સેકટો; એક જાતનું ઝાડ–એનાં સીંગ ફૂલ પાતરાંની કઢી શાક વગેરે થાય છે; સરગવો. **ન સુઝે પંથ વિચાર**, પંથ–કયે રસ્તે જવું તે તથા કાંઈ વિચાર દમયંતીને સુઝતા નથી.

૧૫૮૨. **ખેર**, એક જાતનું ઝાડ. એનાં લાકડાં બાળવાના તથા પાટલા વગેરે બનાવવાના કામમાં આવે છે. **ખાખર**, એક જાતનું ઝાડ. એનાં પાંતરાંનાં પતરાવળી દડિયા થાય છે; અને એના ફૂલને કેસુડાનાં ફૂલના નામથી ઓળખે છે. **કાચકી**, એક કાંટાવાળું ઝાડ. એના ફળને કાચકા કહે છે. **કંટાળો**, એક જાતનું કાંટાવાળું ઝાડ. **થુએર**, થુવેર, આમળાદાર કાંટાવાળી ચોધારી દાંડીનું એક જાતનું ઝાડ.

૧૫૮૩. **સરધુવો**, સરગવો; સેકટો. **સમેર**, એક જાતનું ઝાડ.

૧૫૮૫. **કામની, (સં. कामिनी, कम्=ચ્હાવું)**, પ્રેમ–હેત રાખનારી સ્ત્રી; સ્ત્રી, દમયંતી. **ઝીટાય**, ઝિંટાય, વળગે; (ઝાંખરામાં) ભરાય.

**ટીપ.** ઉપરના વર્ણન સાથે સરખાવો 'વનવર્ણન,' ક. ૬ઠું અને 'ભીમકની વાડીનું વર્ણન' ક. ૧૪મું.

૧૫૮૭. **ભજતી, (સં. भज्=ભજવું)**, સ્તુતિ કરતી; સ્મરણ કરતી. નળાખ્યાનમાં વપરાયલા 'ભજવું' શબ્દના જુદા જુદા અર્થ માટે જુઓ 'ભૂપતિ સર્વ નૈષધને ભજે', ક. ૨ જું; 'વરણથી ચંપક ન ભજીઓ', ક. ૫ મું; 'ભલો ભજ્યો વરઘોડો', ક. ૫૩મું.

૧૫૮૮. **દિવસ નિશા પ્રીછે નહીં**, રાત છે કે દિવસ છે તે પારખી શકતી નથી. **ધાડું, (સં. गहन)** ગાઢું; ઘીચ.

૧૫૮૯. **ભુલી ભમે**, ભૂલી પડેલી આમતેમ ભમે છે-ફરે છે.

૧૫૯૦. **ઉદક**, પાણી.

૧૫૯૨. **ભામ્યની**, ભામની; સ્ત્રી.

૧૫૯૩. **ધાટ**, પહાડ ઉપર-ડુંગરા ઉપર ચઢવા ઉતરવાનો જે રસ્તો તે. **પામી નહીં**, શોધ કાઢી શકી નહીં; કાંઈ જડયું નહીં; તેના જોવામાં આવ્યું નહીં.

૧૫૯૬. **આંસુએ કરી**, આંસુ એટલાં બધાં પડેલાં કે તેથી.

૧૫૯૮. **ઉલટ**, ઉલટથી; ઉમંગથી; આતુરતાથી.

૧૫૯૯. **ભાળ**, ખબર; પત્તો કટ, કટિ. જુઓ લીટી ૧૦૯૨.

૧૬૦૦. **શાર્દૂલ**, વાઘ. **શાર્દૂલ...ચાલ**, જુઓ લીટી ૧૦૯૩.

૧૬૦૩. **વનદેવી**, વનદેવતા; વનનું ઉપરીપણું કરનારી દેવી. **પશુઅરિ**, પશુઓનો અરિ-શત્રુ; વાઘ.

૧૬૦૪. **ગગને**, ગગનમાં; આકાશમાં ઉંચે; ઘણે ઉંચે.

૧૬૦૫. **તરૂવર**, તરૂ-ઝાડોમાં ઉત્તમ-મોટું. જુઓ 'સરોવર' લી. ૧૩૩૭. **દીસે**, દેખાય છે.

૧૬૦૬. **પરઉપકારી**, બીજાના ઉપર ઉપકાર કરનારા; પરોપકારી (તમારી શીતળ છાયાથી બીજાને શાન્તિ આપો છો.) **સદા**, હંમશા. **છાંય**, છાયા; છાંયડો.

૧૬૦૭. **કયહું**, કયાંક; કોઈ જગ્યાએ. **દીઠડા**, દીઠા; જોયા.

૧૬૧૦. **વીકાશી**, વિકાસી, (**સં. वि+कस**=ઉઘાડવું), ઉઘાડીને; પહોળું કરીને.

૧૬૧૨. **જાનુ, (સં. जंगा)**, જાંગ. **લગે**, લગી; લગણ; સુધી.

૧૬૧૩. **રીર**, ચીસ; બૂમાબૂમ.

૧૬૧૪. **ભલું**, ઘણું સારૂં. **ભક્ષ**, ભક્ષ્ય; ખાવાનું.

૧૬૧૫. **ઉંચાં ચઢી ગયાં ચક્ષ**, આંખના ડોળાં ઉંચા ચઢી ગયાં, દુઃખ-વેદનાને લીધે.

૧૬૧૬. **કાચકી**, ગળે કાંઈ ઉતરે નહીં તેવો રોગ. **કંઠે બંધાઈ કાચકી**, ગળું રૂંધાઈ ગયું ને તેથી શ્વાસ પણ લેવાય નહીં. **શોક**, શોષ, ગળું સુકાઈ જાય તે.

૧૬૧૭. **મર્ણું...પુણ્યશ્લોક**, છેક મરવાની તૈયારીમાં જેવી હતી તોપણ તે સમે-સમયે-વખતે હ્રદે-મનમાં અને રસના-રસનાએ-જીભે પુણ્યશ્લોકનું નામજ બોલ્યા કરતી; તેમનુંજ નામ દેતી ને સ્મરણ કરતી.

૧૬૧૮. **પારધી**, (**સં. पापर्द्धि, पाप+ऋद्धि**=પાપનું વધવું તે, શિકાર; આ કામ કરે પાપનો વધારો-સંચય થાય છે તેથી આ નામ), શિકાર કરનાર, વ્યાધ.

૧૬૧૯. **સાહી**, પકડી, પકડી રાખી.

૧૬૨૦. **કોહોવાડો**, કુવાડો; મોટી કુવાડી; ઝાડ કાપવાનું-લાકડાં ચિરવાનું લાકડાંના હાથાવાળું એક હથિયાર. **કોહાવાડાને ઘાય**, કુવાડાનો ઘા કરીને; કુવાડાના ઘાથી.

૧૬૨૧. **જત્ન કરીને**, યત્ન કરીને; યુક્તિથી; સંભાળથી.

૧૬૨૨. **વાસવ**, ઈંદ્ર રાજા. **વૈદર્ભીને વિષ ચહડ્યું નહીં**, જુઓ લીટી ૧૨૧૮.

૧૬૨૩. **કરતળ**, કરતલ, હાથની હથેલી; હથેલી. **વાસ**, રહેવાનું સ્થળ; રહેવું તે. **સુધા**, અમૃત. **દેહી**, શરીરવાળી-સ્ત્રી. **નિધાન**, સુખરૂપ.

૧૬૨૪. **હળાહળ**, (**સં. हलाहल**), સખત ઝેર; વિષ.

૧૬૨૫. **ભટ પ્રેમાનંદ**, પ્રેમાનંદ કવિ; નળાખ્યાનના કર્ત્તા. **પછે**, પછી; આ પ્રમાણે બચ્યા પછી. **શું દુઃખ, શું શું**-કેવું કેવું દુઃખ.

૧૬૨૬. **વ્યાધે**, પારધીએ.

૧૬૨૮. **જગને જીતી**, જાણે જગતને જીતીને.

૧૬૨૯. **તળાવની તીર**, તળાવને તીરે. **પ્રક્ષાલણ**, (**સં. प्रक्षालन, प्र+क्षल्**=ધોવું, સાફ કરવું), ધોઈ નાંખી સાફ કરવું તે.

૧૬૩૧. **પાસું**, (**સં. पार्श्व**), બાજુનો ભાગ.

૧૬૩૨. **વિસ્મે હવી**, વિસ્મય પામી; આશ્ચર્ય પામી. **વારતા**, બનાવ. **નવી**, કદી નહીં જોયલી એવી; અદ્‌ભુત.

૧૬૩૩. **જીવતાંક,** જીવ-પ્રાણીઓનો અંત-છેડો લાવનાર-મારનાર; પારધી. **વિદ્યા,** પારધીની વિદ્યા; કુશળતા; હુન્નર.

૧૬૩૪. **ખટપટ,** ભાંજગડ; ગુંચવાડો (નળના શોધની-નળને મળવાની બાબત). **છાંડો,** છોડી દો; મુકી દો. **કટાક્ષ માંડો,** મારા ઉપર તમારા કટાક્ષબાણ મારો; મારા ઉપર નજર રાખો.

૧૬૩૫. **વ્યાધી,** વ્યાધ; પારધીઓમાં શ્રેષ્ઠ. **પટરાણી,(सं. पट्टराज्ञी),** મુખ્ય રાણી; બધી સ્ત્રીઓમાં પહેલી-મુખ્ય. **લાધી,** પ્રાપ્ત થઈ; હાથ લાગી. **ભલે લાધી,** તમે મળ્યા તે ઘણું સારૂં થયું.

૧૬૩૬. **કુણ,** કોણ. **વૈરાગ, (सं. विराग),** સંસાર ઉપરથી મન ઉઠી જવું તે; ત્યાગી વૃત્તિ.

૧૬૩૭. **આણી દશે,** આ દિશાએ; આ તરફ. **રળી રસે,** ખુશી થઈને; આનંદ માનીને.

૧૬૩૮. **વચન,** બોલ; શબ્દ. **કવરવું,** કડવું; વાંકું. **અંબર,** વસ્ત્ર; પહેરેલું કપડું.

૧૬૩૯. **ખપો,** ગણાઓ.

૧૬૪૦. **ભાયગ મારૂં ઉઘડિયું,** મારૂં ભાગ્ય ઉઘડયું; નસીબ ખુલ્યું; હું સુખી થયો.

૧૬૪૧. **સ્પર્શ, (सं. स्पृश्**=અડકવું). **ગયો સ્પર્શ કરવા,** અડકવા પાસે જવા માંડયું. **ઓસરવા, (सं. अप+सृ**=પાછું ખસવું), પાછી હઠવા; પાછી પડવા. સરખાવો, 'દેવ સુખ સમૂહના દાતા, નવ ઓસરે અમૃત પાતા,' ક. ૨૧મું. **લાગી ઓસરવા,** પાછા હઠવા માંડયું; પાછી ખસી.

૧૬૪૨. **ચાંપ,** ડાબ; અંકુશ. **રાહુ,** એક દૈત્ય-કસ્યપ અને દિતિનો પુત્ર. એને ચાર હાથ હતા અને એના શરીરનો નીચલો ભાગ પુંછડીના આકારનો હતો. એ કાળો અને ક્રોધી હતો, ને દેવતાઓમાં કલહ કરાવતો. એના ઉપર દૈત્યોની પ્રીતિ હતી. જ્યારે દેવદૈત્યોએ સમુદ્રમંથન કરી અમૃત કહાડયું અને કૃષ્ણે મોહિની સ્વરૂપ લઇ અમૃત દેવોને આપવા માંડયું ત્યારે એણે દેવનું રૂપ લઈ સૂર્યચંદ્રની વચ્ચે બેસી તે પીધું, પણ તુરતજ ચંદ્રસૂર્યે કૃષ્ણને સંકેત

કર્યો એટલે ચક્રવતી કૃષ્ણે એનું માથું અને બે હાથ કાપી નાંખ્યા. એણે અમૃત પીધું હતું તેથી એ મુઓ નહીં, પણ ધડ અને ડોકું જીવતાં છૂટાં પડ્યાં. પછી એને કૃષ્ણે કહ્યું કે હવે તું દેવની પંક્તિમાં આવ્યો માટે તું રાક્ષસી બુદ્ધિ છોડી દે ને અમે તને આકાશમાં દેવની સાથે બેસવાની જગ્યા આપિયે છિયે. પછી એ આકાશમાં ગયો ને નવ ગ્રહમાં ગણાયો. એના ડોકાને રાહુ ને ધડને કેતુ કહે છે. સૂર્યચંદ્રે એને સાન કરી કૃષ્ણને બતાવ્યો હતો તે વેર રાખી એ તેઓને અમાસે અને પુનેમે કોઈ કોઈવાર રોકે છે, જે ગ્રહણ થયાં કહેવાય છે.

૧૬૪૩. **ઓરૂં**. આ તરફ. ડગ, ડગલું; પગલું. **તુજપર**, તારાપર. **ખડ્ગ**, તરવાર; ઈશ્વરનો કોપ.

૧૬૪૪. **બાળી**, બાળકી; કુંવરી. **અલ્યા**, સામા માણસને બોલાવતી વખતે નરજાતિ 'અલ્યા' અને નારી જાતિ 'અલી' વાપરવાનો ગુજરાતી ભાષામાં ધારો છે. જુઓ 'અલ્યા હવે નહીં ચૂકું', ક. ૮મું, તથા 'દમયંતી કહે શે ન નાઠો, હલ્યા ગાડુઓ થઈને ગાઢો', ક. ૧૧મું. **ચુકવાવાળી**, ચૂક કરનારી; આડે રસ્તે જનારી; પતિવ્રતા ધર્મ છોડું એવી. સરખાવો લીટી ૧૯૭૦.

૧૬૪૫. **ભાગ્યદશા મારી**, હું ભાગ્યશાળી થયો; મને સુખની પ્રાપ્તિ થઈ.

૧૬૪૬. **અબળાને ક્રોધ મન વસિયો**, અબળા—દમયંતીના મનમાં ક્રોધ વસ્યો, તે ક્રોધાયમાન થઈ.

૧૬૪૭. **જમપુર**, યમપુર; યમપુરી; યમની નગરી. **વટેસારૂ**, (વટ—વાટ—માર્ગ, સારૂ, **સં. સૃ**=ખસવું, જવું), વટેમાર્ગુ; મુસાફર. **જમપુરના વટેસારૂ**, જમપુરીમાં જનારો—જવા ઇચ્છા રાખનારો. જુઓ લીટી ૧૧૮૩ની ટીકા.

૧૬૪૮. **દયા આણું**, દયા લાવું; મનમાં દયા આવવાથી છોડી દઉં છું.

૧૬૪૯. **બળ મા કર મુજ સાથે**, મારી સાથે બળ—જોર ન કર; જોરજુલમ કરી મારા ઉપર ધસી ન આવ. **મરણ અડયું છે માથે**, તારે માથે—તને મરણ—મોત અડકી રહ્યું છે; તારે માથે મોત ભમી રહ્યું છે.

૧૬૫૦. **ભોળી**, કમસમજવાળી; પોતાનું હિત નહીં સમજનારી. **ભામ**, ભામની; સ્ત્રી. **વિશ્રામ**, (**સં. વિ+શ્રમ્**=થાક ખાવો), આરામનું સ્થાન; વિશ્રાન્તિનું સ્થળ; સુખ આપનારી.

૧૬૫૧. **હુંમાં**. મારામાં (કવિતામાં આવો પ્રયોગ થાય છે). **અવગુણ**, લક્ષણોમાં કમીપણું; દુર્ગુણ. **દેખો**, જુઓ છો.

૧૬૫૨. **મંદિર**, ઘેર. **તરણ**, ત્રણ. **તમારે ચરણ**, તમારે ચર્ણે; તમારા તાબામાં.

૧૬૫૩. **જીવસું જડિયા**, જીવ સાથે જડયાં; એક જીવ જેવા થયાં. **સાંપડિયાં**, સાંપડયાં, (**સં. સંપાદન, સં+પદ્**=મેળવવું).

૧૬૫૪. **થાવા**, થવા. **જાવા**, જવા.

૧૬૫૫. **સુખે પારધિ વંશમાં વરતો**, અમારા પારધીના કુટું-બમાં આનંદથી રહો. **નરતો**, નઠારો; ઉતરતો.

૧૬૫૬. **મુને લોભાવો**, મને લોભ લાગે, તમારા પ્રત્યે પ્યાર વધે તેમ કરો. **પૂરી વાસ**, વાંસ પૂરીને, ઘરમાં રહીને. **સદન**, ઘર; મંદિર.

૧૬૫૭. **દુભાવો**, મનને દુ:ખ થાય તેમ કરો; બળ્યા કરો. **ગૃહસ્થાશ્રમ**, ચાર આશ્રમ (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત)માંનો બીજો. સંસારમાં ઘર માંડીને રહેવું તે. **લાવો**, (**સં. लाभ**), સુખ આનંદ ભોગવવાનો ઓરતો; લાભ.

૧૬૫૮. **ભક્ષ દુ:ખ**, ખાવાનું–ખાધા વગરનું દુ:ખ. **ધરશો**, (**સં. धृ**=ધારણ કરવું), રાખશો. **ન ધરશો ચિત્ત**, ચિત્ત–ચિત્તમાં ધરશો નહીં. તેની ચિંતા રાખશો નહીં. **શત**, સો. **વેધું**, (**સં. विध**=વેધવું), વિંધું; મારૂં.

૧૬૫૯. **દાતા**, (**સં. दातृ**=આપનાર), દાન–બક્ષીસ આપનાર.

૧૬૬૦. **કર્મદશા**, ભાગ્યદશા; નસીબ. **મારી કર્મદશા છે ચડતી**, મારા ભાગ્યની દશા–સ્થિતિ ચઢતી છે, ઘણી સારી છે. **રડવડતી**, રખડતી; ભમ્યા કરતી.

૧૬૬૧. **દેવ**, ચારદેવ–ઇંદ્ર, વરૂણ, અગ્નિ ને યમ. **ખપ**, મહેનત; અંત; શોધ. **ખપ કરતાં**, ખપ કરવા છતાં, મહેનત કરવા છતાં. સરખાવો,

'ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત,' ક. ૧૨મું; 'ખપ કરી ખોળજોરે, કહાડજો ક્ષિતિ કેરો છેક', લી. ૧૯૦૯.

૧૬૬૨. **તૃણ, તરણું**, ઘાસ. **મેરૂ**, જુઓ લીટી ૧૧૦૩. **લીલા,** અદ્‌ભુત કામ; ખુબી. **અશરણ,** જેને કોઇનો આશ્રય નહોય તે; નિરધાર. **શરણ**, રક્ષણ; આશ્રય. **અશરણશરણ**, જેને શરણ ન હોય તેને શરણ આપનારા—આશ્રય આપનારા; ઇશ્વિર. **તૃણનો...શરણ**, હે અશરણશરણ—પરમેશ્વર તું તરણુંનો મેરૂ–પર્વત, અને મેરૂ પર્વતનું તરણું કરી શકે એવી તારી લીલા—અદ્‌ભૂત કૃત્ય છે.

૧૬૬૩. **મેં પામી**, મેં મેળવી; મને મળી.

૧૬૬૪. **જંખના લાગી,** (નળનુંજ) ધ્યાન લાગ્યું છે, નળ માટેજ ચિંતા કર્યા કરે છે, **ઘોર નિશાયે**, બીહામણી ભયંકર રાતે–રાતને વખતે. **ત્યાગી, (સં. त्यज=**છોડવું), છોડી દઈને; એકલી મુકીને.

૧૬૬૬. **આધાર, ( સં. आ+धृ=**ધારણ કરવું ), આસરો; મદદ. **પ્રાણજીવન**, પ્રાણનું જીવન; પ્રાણના આધાર.

૧૬૬૭. **સંભાળ્યું**, સંભાળી રાખ્યું; સાચવ્યું. **સમર્યા**, (**સં. स्मृ=** યાદ કરવું), યાદ કીધા; સ્મરણ કર્યું. **કમળાપત્ય**, કમળાપતિ; કમળા—લક્ષ્મીના પતિ, શ્રી વિષ્ણુ.

૧૬૬૮. **વિઠ્ઠલજી**, વિષ્ણુનું એક સ્વરૂપ. (મુંબઈ ઇલાકામાં પંઢરપુરમાં એમની સ્થાપના કરી મંદિર બાંધેલું છે). **વાહાર**, રક્ષણ માટે મદદ; કુમક. **વાહારે ચઢજો**, મારી મદદે આવી મારૂં રક્ષણ કરજો. **તમ આધારે**, તમારે આધારે; તમારા ઉપર આધાર રાખીને; તમારે આશ્રયે.

૧૬૬૯. **વિપત**, વિપત્તિ; દુ:ખ. **છો વિપત સમેના વિશ્રામ,** તમે વિપત્તિ–દુ:ખ પડે તે સમે–તે સમયના વિશ્રામ–આધાર રૂપ છો. **મધુ સુદન**, મધુસૂદન—વિષ્ણુનું નામ. **મામ**, મમત્વ; મોટાઇ. સરખાવો, 'બાપજીના સમ સ્યામજીરે, તારી ઘણી રાખું મામરે,' તથા 'તેણે મુકી મામ.'

૧૬૭૦. **પદ**, પદવી; સ્થિતિ. **ધ્રુવ,** પહેલા મનુનો પુત્ર જે ઉત્તાનપાદ તેનો પુત્ર. એની માનું નામ સુરતી જેને ધણીનું માન ન હતું. ધ્રુવ પાંચ વર્ષનો હતો ત્યારે એ એક દિવસ સભામાં પોતાના સાવકા ભાઇને પિતાના ખોળામાં

બેઠેલો જોઈ પોતે પણ બેસવા ગયો. એ વેળા એની સાવકી માએ કહ્યું કે તું અભાગણીનો પુત્ર છે તેથી પિતાના ખોળામાં બેસવાનો તને હક નથી; તારી ઇચ્છા પિતાના ખોળામાં બેસવાની હોય તો તપ કરીને આ તારી કાયા પાડ ને ફરીથી મારે પેટે અવતાર લે. અપરમાનાં વચન સાંભળીને ધ્રુવને ઘણુંજ દુઃખ લાગ્યું ને પછી એ માની આજ્ઞા લઈને વનમાં તપ કરવા ગયો. માર્ગમાં નારદ મળ્યા તેણે એને ઘેર જવાને બહુ સમજાવ્યો, પણ એણે માન્યું નહીં. પછી નારદે કહ્યું કે તું મધુવનમાં (મથુરાથી આસરે ત્રણ માઇલ પર આવેલું સ્થળ) જઈ જમનાનું સ્નાન કરી તપ માંડજે એટલે તને છ માસમાં વિષ્ણુ મળશે. એ પ્રમાણે કરવાથી વિષ્ણુ મળ્યા અને ધ્રુવે વિષ્ણુની સેવા કરવાનો વર માગ્યો. વિષ્ણુએ કહ્યું કે તારા માતપિતા તારી વાટ જુએ છે તેનું દુઃખ ટાળવાને છત્રીસ હજાર વર્ષ રાજ્ય કર, પછી હું તારે સારૂ વિમાન મોકલીશ. તેથી એ ઘેર આવ્યો અને એના પિતાએ એને નારદના કહ્યાથી ગાદીએ બેસાડ્યો. છત્રીસ હજાર વર્ષ રાજ્ય કરીને ધ્રુવ માતપિતા સહિત વિમાનમાં બેસી વૈકુંઠે ગયો. **અવિચળ, (सं. अ+वि+चल्**=ચાલવું; હાલવું), ચળે નહીં, ખસે નહીં તેવું; સ્થાયી. **ગ્રાહ**, મગર. **મદ**, હાથીના કુંભસ્થળમાંથી ઝરતો રસ. **મદગળ**, મદગલ, મદ જેમાંથી ગળે-ઝરે તે; હાથી. **ગ્રાહથી મુકાવ્યો મદગળ**, ગજેન્દ્રનો મોક્ષ કર્યો.

૧૬૭૧. **પ્રહ્‌લાદ**, દિતિના પુત્ર હિરણ્યકશિપુનો પુત્ર. એ જન્મથીજ મોટો વિષ્ણુભક્ત હતો. એ નિત્ય રામનું નામ ગોખ્યા કરે તેથી કંટાળી એના પિતાએ એને નિશાળે મુક્યો, તો ત્યાં પણ એ રામનામ શિવાય બીજું કાંઈ ભણે નહીં, ને બીજા છોકરાઓ પણ એની શિખવણીથી રામનામજ ભણે. નિશાળ બગડવાથી મહેતાજીએ એને પાછો એના પિતાને સોંપ્યો. પિતાએ પોતાના શત્રુ વિષ્ણુનું નામ ન દેવાને એને બહુ સમજાવ્યો, પણ એણે તે માન્યું નહીં, અને વળી એને મારી નાંખવાના અનેક ઉપાય કર્યા તો પણ તે ન મુઓ. અંતે દૈત્યે એને પૂછ્યું કે તારો રામ ક્યાં છે તે દેખાડ. પ્રહ્લાદે કહ્યું કે તે સર્વ ઠેકાણે છે. દૈત્યે કહ્યું કે આ સ્તંભમાં દેખાડે તો હું ખરૂં જાણું. પ્રહ્લાદે કહ્યું કે હમણાં દેખાશે.

પછી એણે વિષ્ણુની સ્તુતિ કરી એટલે સ્તંભમાં નૃસિંહ રૂપે વિષ્ણુ દેખાયા અને પ્રહ્‍લાદે નમન કર્યું. નૃસિંહે હિરણ્યકશિપુ જોડે યુદ્ધ કરી તેને નખેવતી ચીરી નાંખ્યો ને પ્રહ્‍લાદને રાજ્યાસને બેસાડીને અંતર-ધાન થયા. પ્રહલાદના પુત્ર વિરોચન ને એનો પુત્ર બળીરાજા. **રાખ્યો પ્રહ્‍લાદ વસિયા થંભ,** થંભમાં—સ્થંભમાં વસીને—રહીને પ્રહ્‍લાદને રાખ્યો —બચાવ્યો. **રક્ષા કરો,** રક્ષણ કરો; બચાવો. **ધરો ન વિલંબ,** વિલંબ ન કરો; વાર—વખત નહીં લગાડો.

૧૬૭૨. **સદા નિરંતર,** હમેશાં; સતત. **સ્વતંતર,** સ્વતંત્ર; છૂટી; દૂર. **અસતથી હોઉં સ્વતંતર,** કદી પણ અસત્યે ન ચાલી હોઉં (તો).

૧૬૭૩. **મનથા,** મનથકી; મનથી. **કદૃષ્ટે,** કુદષ્ટિએ; ખરાબ નજરે; પાપી વિચારથી. **અન્યથા,** બીજે પ્રકારે; જુદી રીતે.

૧૬૭૪. **આપત્કાળ,** આપત્તિ—દુઃખના કાળમાં—સમયમાં; ગમે તેવી દુઃખી અવસ્થામાં પણ. **શુભ મતે,** શુભ—સારી મતિએ—બુદ્ધિથી; સદ્‍બુદ્ધિથી.

૧૬૭૫. **પંચ મહાભૂત,** પૃથ્વી, અપ્ (પાણી), તેજ, વાયુ, અને આકાશ, એ પાંચ મહાભૂત—પ્રથમ મુખ્ય તત્વો. **સાક્ષ, (સં. स+अक्ष्= જોવું),** સાક્ષી; સાહેદી.

૧૬૭૬. **ભસ્મ થાજો,** બળીને રાખ થઈ જજો. **આપ,** શરીર. જુઓ લીટી ૧૪૪૭.

૧૬૭૭. **નીસર્યું,** નીકળ્યું. **અગ્નિ...નખથી,** પગના નખ આગળથી તે બળવા લાગો—લાગ્યો.

૧૬૭૮. **સ્તવન,** ( **સં. स्तु**=સ્તુતિ કરવી ), પ્રાર્થના; સ્તુતિ. **નમતામાં,** નમન—વંદન કર્યું એટલામાં; તુરત.

૧૬૭૯. **પરિતાપ,** ઘણો ખેદ; દીલગીરી. **ઉપકારી,** ઉપકાર કરનાર.

૧૬૮૦. **વ્રત,** પતિવ્રતાપણું; સત્યવ્રત. **ભાગું,** ભાંગ્યું; ગયું. **લૌકિક લાંછન લાગું,** લોક વ્યવહારમાં કલંક—વહેમ જેવું લાગું—લાગ્યું.

૧૬૮૧. **સંદેહ,** પારધી સંબંધી વહેમ—શંકા. **પાડું દેહ,** મરણ—શરણ થાઉં.

૧૬૮૨. **પ્રાણત્યાગે,** પ્રાણનો ત્યાગ થાય તેથી; મરવાને.

૧૬૮૩. **કેશનો પાંગરો ગુંથી ગંઠે**, છૂટા કેશ–ચોટલાને દોરીની માફક વાળીને તેની ગાંઠ બાંધી. **ભરાવ્યો ફાંસો કંઠે**, ગળામાં તેનો ફાંસો મરવાને માટે ભરાવ્યો.

૧૬૮૪. **એટલું માગતી મરૂં**, મરવા પહેલાં માગું છું. **અવતરૂં**, (**સં. अव+तृ**=અવતરવું), અવતાર લઉં; જન્મ લઉં.

૧૬૮૬. **માયા**, છળવાની રચના; પ્રપંચ.

૧૬૮૭. **તાપસ**, તપસ્વી; ઋષિ. **ગઈ**, વાડીમાં ગઈ.

૧૬૮૮. **દિગંબર**, (**સં. दिग्–दिक्**=દિશા, **अंबर**=વસ્ત્ર), દિશા જેનું અંબર–વસ્ત્ર છે તેવો; નવસ્ત્રો. **મહંત**, મોટો સાધુ. **ચંત**, ચિત્ત; મન.

૧૬૮૯. **અપ્રીત**, પ્રીત–વહાલ ઉતર્યું તે; પ્રીતિનો અભાવ.

૧૬૯૨. **જગદીશ**, (**સં जगत+ईश**) જગતના ધણી; પરમેશ્વર. **અવતાર**, અંશ.

૧૬૯૩. **પ્રશ્ન**, ભૂત–ભવિષ્ય સંબંધી એકાદી વાત જાણવાને જોશીને જે પુછેલું તે. **પ્રશ્ન કરો**, પ્રશ્ન બાંધો; પ્રશ્ન બાંધી હકીકત તપાસો અને જે હોય તે કહો.

૧૬૯૪. **ઉતાર્યો તુજથી પ્રેમ**, તારા ઉપરથી વહાલ ઉતારી દીધું છે; તારે માટે પ્રેમ–વહાલ રહ્યું નથી.

૧૬૯૫. **અન્ય**, બીજી. **જે ઉપજે મંન**, મનમાં આવે તે; તારી નજરમાં–વિચારમાં આવે તે.

૧૬૯૬. **હરખ્યો પ્રાણ**, જીવને સંતોષ–આનંદ થયો; દમયન્તી ખુશી થઈ. **પ્રભુ**, સ્વામી. **કલ્યાણ**, સારૂં હોવું તે; કુશળક્ષેમ.

૧૬૯૭. **લક્ષ**, લાખ; લાખો. **માહારે નળનું ધ્યાન**, નળના ઉપરજ મારે તો ધ્યાન–સ્નેહભાવ–પ્રીતિ રાખવી છે.

૧૬૯૮. **ઠરીઠાર**, ઠરીઠામ; નિવૃત્ત સ્થિતિમાં; કોઈ પણ સ્થળે કુશળક્ષેમ. **લીધાં**, ખાધાં.

૧૬૯૯. **વિરામ**, (**સં. विरम्**=છેડો આવવો), આરામ; મનની શાંતિ. **નિદ્રાવશ થઈ**, નિદ્રા–ઉંઘને વશ થઈ; ઉંઘી ગઈ. **સ્ત્રીજંન**, સ્ત્રી. જુઓ ટી. ૧૪૦૪.

૧૭૦૦. **સ્વપ્નાંતર**, જાગૃત અવસ્થાથી બીજી સ્વપ્નાવસ્થા; સ્વપ્નામાં.

૧૭૦૨. **આશ્રમ વાડી ફોક**, આશ્રમ કે વાડી કાંઈ ત્યાં દેખાયું નહીં.

૧૭૦૫ **ઠામ**, આ સ્થળ, પોતાને રહેવાની જગ્યા.

૧૭૦૬. **આચરચાં**, કીધાં.

૧૭૦૭. **ત્રિભોવન**, ત્રિભુવન, ત્રણ ભુવન–સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ. **નાયક**, ( **સં. नि–नय्**=દોરવવું ), સરદાર; વડો. **ત્રિભોવન નાયક નર**, નર રૂપે ત્રિભુવનના વડા.

૧૭૦૮. **અમર**, દેવો.

૧૭૧૦. **વહી જાય છે**, ચાલ્યું જાય છે; છે. **પર્વ**, મોટો આનંદનો દિવસ. **કૌતુક કેરૂં પર્વ**, ચમત્કારિક વાત જોવાને મોટો આનંદ પામવા–માનવા જેવો દિવસ.

૧૭૧૨. **વિહંગમ**, હંસ પક્ષી. **વેવીસાળીઆ**, વેવીસાળ–વિવાહ મેળવી આપનાર; વિવાહ કરાવનાર.

૧૭૧૪. **મનાવજો**, સમજાવી મારા પ્રત્યે ફરીથી સ્નેહ રાખે એમ કરજો.

૧૭૧૫. **રાજીયા**, રાજાજી; રાજા. **અણચિંત્યું**, (**સં. अन्+चिन्त्**=વિચાર કરવો), એકાએક; ઓચિંતું.

૧૭૧૬. **ભામણાં**, વારી જવું તે; ઓવારણાં. **જાઉં ભામણે**, ઓવારણાં લઉં–અખંડ સુખ રહો એ ભાવમાં. સરખાવો, 'જુગલ રૂપના લે દાસ દયો ભામણાં જો.' **સલુણું**, મનને રંજન કરે તેવું; મનહર કાન્તિનું. **સલુણા સ્વામીન**, મનોહર કાન્તિવાળા સ્વામીન–સ્વામી.

૧૭૧૭. **વિરહ**, વિજોગ; વિયોગનું દુઃખ.

૧૭૧૮. **સરિતા**, નદી.

૧૭૧૯. **ઉતરતા**, નદીને પાર ઉતરતા; સામે પાર જતા.

૧૭૨૧. **સાથ**, સમૂહ, ટોળું.

૧૭૨૨. **પરદેશી**, પારકા–બીજા દેશના. **વેપારી**, (**સં. व्यापारी**), વેપાર રોજગાર કરનારા; સોદાગર.

૧૭૨૩. **વણજારો**, (**સં. वाणिज्यकार**), વેપાર કરનારા. બળદોની પીઠ ઉપર માલ નાંખી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ માલ વેચનારો; વેપાર કરનાર.

૧૭૨૫. **રૂડું હજો**, ભલું થજો; સારૂં-કલ્યાણ થજો; વેપારમાં સારો લાભ મેળવજો.

૧૭૨૬. **જળતીર**, પાણીના-નદીના તીર આગળ-નદીને તીરે. એવી તીર્થની જગ્યાએ જુઠું બોલવું મહા પાપ ગણાય છે તેથી સાચી વાત કહેવા સૂચના કરે છે. **વીર**, ભાઈ. જુઓ લી. ૧૨૬૮.

૧૭૨૭. **વાળી હઘ**, આડો આંક વાળ્યો.

૧૭૨૮. **દીઠે અડસેઠ વળે જાત્ર**, એના દર્શનથી-એનું દર્શન કરવાથી અડસેઠ તીર્થની જાત્રા કર્યા જેટલું ફળ મળે છે. **જાત્ર**, જાત્રા, યાત્રા.

૧૭૨૯. **વાંકડી**, વાંકી સુંદર દેખાતી. **ફાંકડી**, શોભે તેવી.

૧૭૩૦. **મણી**, હીરો; રત્ન. **ચટકતી**, દીપી નીકળતી.

૧૭૩૧. **લેહેરીયું**, કોટે ઘાલવાનું એક ઘરેણું.

૧૭૩૨. **કરણે**, (**સં. कर्ण**), કાનમાં. **કુંડળ**, (**સં. कुण्डल**), કાને ઘાલવાનું એક ઘરેણું. **લળકવું**, ગતિવાળી સ્થિતિમાં કોઈ વસ્તુએ રહી રહીને તેજ મારવું. '. મકરાકૃત કુંડલ લળકે'.

૧૭૩૧-૩૨. **ટીપ**—નળ રાજાએ ' મોતીનું લેહેરિયું, ' 'માણેકવાળો મુગટ ', તથા 'કરણે કુડળ'-એ પહેરેલાં એવું દમયંતી અહીં કહે છે; પરંતુ દ્યૂતમાં સઘળું હારી જવાથી ' એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો શણગારજી; સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઉઠયો નળ ભૂપાળજી', એ પ્રમાણે લીટી ૧૨૯૬-૯૭માં આવ્યું છે. શણગાર પહેરેલાં ન છતાં કવિ પ્રેમાનંદે તેનું આ સ્થળે પહેરેલા હોવાનું કેમ જણાવ્યું છે તે વિચારવા જેવી બાબત જણાય છે. કદાચ દમયંતીના શરીર અને મનની સ્થિતિ કેવી બેબાકલી હતી તેનું આબેહુબ ચિત્ર આપવાના ઉદ્દેશથી દમયંતીના મ્હોડામાં આવા શબ્દો મૂકે છે, અને બેબાકલી અવસ્થામાં દમયંતી નળની પૂર્વ અવસ્થા-ગાદીપતિ હતા તે સમયની અવસ્થા, રૂપ, આભૂષણ વગેરે ગણાવી તેની ઓળખ આપે છે.

૧૭૩૩. **કાતળી**-કાતરી, પાતળી કકડી. **અધર આંબાની કાતળી**, નળના અધર આંબાની-કેરીની કાતરી જેવા સુંદર છે. **હૃદે**, છાતી.

૧૭૩૪. **સાકરપે**, સાકરથી; સાકર કરતાં. **મીઠડા**, ઘણાજ મીઠા; આનંદ આપનારા.

૧૭૩૫. **નિર્લજ**, લાજ વગરની.

૧૭૩૬. **કૃત્યા**, ડાકેણ. **રાક્ષસી**, રાક્ષસની સ્ત્રીના જેવી.

૧૭૩૭. **શાકણી**, (**सं. शाकिनी**), પિશાચણી. એ દુર્ગાદેવીની દાસીઓ છે.

૧૭૩૯. **વાંકી દૃષ્ટે**, વાંકી દૃષ્ટિ કરીને; કુદૃષ્ટિથી. **મણા**, ઉણું; બાકી. **રાય** તથા **ધર્મરાય**, યુધિષ્ઠિર રાજા. વૃહદશ્વ યુધિષ્ઠિરને હકીકત કહે છે.

૧૭૪૦. **નાવ**, ( **सं. नौ** ), હોડી, વહાણ. **રોતી નાવ બેઠી**, રડતી રડતી હોડીમાં બેઠી. **લોક માંહે મળી**, લોકમાં મળી જઈને; લોકની સાથે સાથે.

૧૭૪૧. **પોહોર**, ( **सं. प्रहर** ) ત્રણ કલાકનો કાળ તે.

૧૭૪૨. **આંસુડાં**, ( **सं. अश्रु**=આંસુ ), આંસુ.

૧૭૪૩. **જુથ**, ( **सं. यूथ**=ટોળું ), સમૂહ; ટોળું. **ગજજૂથ**, હાથીનાં ટોળાં. **બીહાવીયાં**, બીવડાવ્યાં.

૧૭૪૪. **ભડકી**, બ્હીકથી દોડી ગઈ. **મેગળ**, મદગલ, હાથી. **મેગળ મંડળી**, હાથીનાં ટોળાં. **માર્યા મગદળી**, રોળી નાંખ્યા; છુંદી નાંખ્યા.

૧૭૪૫. **કુત્સિત**, ( **सं. कुत्स्**=ગાળ દેવી ), નીચ; ખરાબ. **વાક્ય**, ( **सं. वाक्-वच्**=બોલવું ), વચન; શબ્દો. **તે પાપી**, તે પાપીઓ-અધર્મીઓને. **રગદોળીયા**, કચડઘાણ કાઢયો.

૧૭૪૬. **અધિષ્ઠાતા**, ( **सं. अधिष्ठाता, अधि+स्था**=ઉભા રહેવું ), મુખ્ય; ઉપરી. **તેડયો જીવતો સાથ આપનો**, પોતાના સાથમાં-ટોળામાં જે જે વેપારી જીવતા રહ્યા હતા તેમને પોતાની પાસે તેડ્યા-તેડાવ્યા-બોલાવ્યા.

૧૭૪૭. **કુતોહળ**, (**सं. कुतूहल**), અચંબો ઉપજાવે તેવી વાત-તેવો બનાવ. **હવું**, થયું; બન્યું. **મુને ઘટે છે**, મને એવું ઘટિત લાગે છે કે; મને એવું ઠીક લાગે છે કે.

૧૭૪૮. **એહવે**, એટલામાં. **વેષ**,વેશ; ૩૫. **જોષી**,(**सं. ज्योतिषिक**), જ્યોતિષ જોનારો; જોશી.

૧૭૪૯. **તિથિપત્ર** (**सं. तिथिपत्री**), પંચાંગ. **ચેતો**, સાવચેત

રહો; સાવધ રહો. **ચેતો...રહે,** આ પંચાંગ જોતાં માલૂમ પડે છે કે તમે કો–કોઈ જીવતા રહેવાના નથી, માટે તમારે સાવધ થવું–રહેવું જોઈએ છે.

૧૭૫૦. **ઉતપાત, (સં. उत्पात, उत्पत्**=ઉંચે કુદકો મારવો), તોફાન; ભારે આફત; આપત્તિ. **દારુણ,** ભયંકર.

૧૭૫૧. **તેણીયે ખાધાં સર્વ કોય,** કાલે જે કૃત્યા–ડાકેણ આ તમારા સાથમાં આવી છે તેણે તમારા બધા વેપારીને મારી નાંખી ખાધેલાં છે; ડાકેણ તરીકે તે ખાઈ ગઈ છે.

૧૭૫૩. **બંધન કરી,** બાંધીને.

૧૭૫૫. **ભાષણી, (સં. भाष्**=બોલવું), બોલનારી. **મધુર ભાષણી,** મધુરવચની.

૧૭૫૬. **અધિકારી,** વેપારીઓના અધિષ્ઠાતા.

૧૭૫૭. **પડચા ત્રુટી,** દમયંતી ઉપર–તેને મારવાને બધા એકદમ ધસ્યા. **નાંખી દળી,** દળી નાંખી; રગદોળી નાંખી; બહુ માર માર્યો.

૧૭૫૮. **ગડદા,** મુક્કાનો માર. **પાટુ,** લાત. **પાહાણ, (સં. पाषाण),** પથરા.

૧૭૫૯. **એણીપેર,** એ રીતે. **બાળા બે ઘડી,** બાળા–દમયંતીને ચાર પાંચ કલાક સુધી.

૧૭૬૧. **ત્રુટું,** છૂટી ગયું; તુટી ગયું.

૧૭૬૨. **વધૂ,** પુત્રની સ્ત્રી. **પુરવજ,** પૂર્વજ, સાસરા તરફના વડીલો મરણ પામેલા તે. **લાજ્યા,** શરમાયા.

૧૭૬૪. **ત્રાસે,** ત્રાસથી, ત્રાસને લીધે; પડતા મારને લીધે; **અથવા** ત્રાસે–ઘણું દુઃખ પામે છે.

૧૭૬૫. **રાજ મારગે,** રાજમાર્ગ પર; મોટા–ધોરી રસ્તા ઉપર.

૧૭૬૬. **ઢીમા,** ઢીમાં, ઢીમડાં; વાગવાથી ઉપસી આવેલા (શરીરના) કઠણ જે ભાગ તે.

૧૭૬૭. **સળ,** સોટી–લાકડી વાગવાથી શરીરપર જે લાંબી નિશાની પડી રહે તે; સોળ. **સળ ઉઠચા,** જ્યાં જ્યાં માર પડેલો તે ભાગો ઉપસી આવ્યા. **અવિલોકન, ( સં. अवलोकन, अवलोक्**=બરાબર જોવું ), ધારી ધારીને જોવું.

૧૭૬૮. **ઉષ્ણ**, ઘણી ઉન્હી; ગરમ. **રેણુ**, ધૂળ.

૧૭૬૯. **કાજે**, માટે. **દેવા કાજે**, દેવાને; દેવા માટે; આપવાને.

૧૭૭૦. **નગ્ર**, નગર.

૧૭૭૧. **માસી**, દમયંતીની માસી.

૧૭૭૨. **આપત અવસ્તા**, આપત્તિ-ભારે દુઃખવાળી અવસ્થા-સ્થિતિ (માં).

૧૭૭૩. **ઘેલી**, ગાંડી થઇ ગયેલી.

૧૭૭૪. **તાળી પાડે**, તેની ફજેતી કરે. (સામાન્ય લોક સમાજની વૃત્તિ-આચરણનો અહીં ખ્યાલ આવે છે).

૧૭૭૫. **શે**, શા વડે; શાનાથી.

૧૭૭૬. **વીહીલી**, વિહ્વલ થયેલી;ગભરાયેલી. **ચહુટે**, ચૌટામાં;બજારમાં.

૧૭૭૭. **કર આડો ધરે**, કાંકરા વાગે નહીં તે માટે હાથ આડો-વચમાં ધરે-રાખે.

૧૭૭૮. **છજે**, છજામાં. **છજું**-ઘરની બારિયોની આગળ રવેશથી બહાર પડતાં જે પાટિયાં જડેલાં હોય તે.

૧૭૮૧. **ભાણેજ**, (**सं. भ्रात्रेय**), બહેનની દીકરી.

૧૭૮૨. **અવાસ**, (**सं. आवास**), રહેવાની જગ્યા; મુકામ. **ન આવે આંખડી તળે**, આંખડી તળે-આંખમાં આવે નહીં-આવતું નથી; પોતાની હાલની સ્થિતિને લીધે માસીનો મહેલ જોઈ કાંઈ પણ ભળતા વિચાર તેના મનમાં આવતા નથી.

૧૭૮૩. **પરભવી**, કાયર કરી; દુઃખી કરી.

૧૭૮૪. **પ્રભુતા**, મ્હોટાઇ; મોટા સારા કૂળમાં જન્મ પામી તેના ગુણ. **તનમાં રમે**, શરીરમાં દેખાઇ આવે છે.

૧૭૮૫. **રૂદ્રાણી**, રુદ્રની સ્ત્રી. **બ્રહ્માણી**, બ્રહ્માની સ્ત્રી. **વૈષ્ણવી**, વિષ્ણુની સ્ત્રી, લક્ષ્મી. **કોણ કારણ રૂપ ધર્યું માનવી**, માનવી-મનુષ્યનું રૂપ કયા કારણ માટે ધર્યું છે; પૃથ્વી ઉપર કયા કામ માટે અવતાર લીધો છે.

૧૭૮૬. **લૌકીક**, આ લોકમાં-પૃથ્વી ઉપર રહેવાથી થતું. **માત**, રૂદ્રાણી વગેરે સમજી હતી તેથી માત-મા કહે છે. **જથારથ**, યથાર્થ, હોય તે ખરેખરી.

૧૭૮૭. **કર્મજોગે**, કર્મના યોગથી; નસીબને લીધે. **વ્યથા**, પીડા; દુઃખ.

૧૭૮૮. **તીર્થયાત્રા માંડી**, તીર્થ વગેરે સ્થળે જવાની જાત્રા-યાત્રા માંડી-શરૂ કરી, યાત્રાએ નીકળ્યા. **અંતરિયાળ** અનન્ત્રિયાળ; જ્યાં કોઈની મદદ ન મળી શકે તેવે ભયવાળે ઠેકાણે; વગડામાં; અધવચ.

૧૭૯૦. **કર્મકથા**, કર્મ-નસીબ-ભાગ્યની કથા-હકીકત.

૧૭૯૧. **કહીં એક**, કોઈ પણ જગ્યાએ. **તું**, તુંને; તને. **જાણું**, મને એવું લાગે છે કે.

૧૭૯૩. **ઈંદુમતી**, ભાનુમતીની દીકરી.

૧૭૯૪. **સુત**, છોકરો; કુંવર. **બેહેન કહીને રાખશે તેહ**, તે પોતાની બેહેન જેવી ગણીને તને રાખશે-તારી સંભાળ લેશે-તારી સાથે વર્તશે.

૧૭૯૫. **મામ**, જુઓ લીટી ૧૬૬૯. **નહીં કરૂં હું નીચું કામ**, જુઓ ને સરખાવો લીટી ૧૫૧૭.

૧૭૯૬. **દહાડી**, દરોજ. **વિપ્ર**, બ્રાહ્મણ. **હવિષ્યાન્ન**, (હવિષ્ય+ અન્ન ), મગ, તલ, જવ એ ધાન્ય, જે હોમંવામાં આવે છે તે.

૧૭૯૯. **વિદેશી**, બીજા દેશ-નગરના; ભાનુમતીની નગરીમાં ન રહેતા હોય તેવા બહારથી આવેલા. **આમાન**, ( **सं. आमान्न, आम**= કાચું), કાચું અનાજ (રાંધેલું નહીં તેવું) બ્રાહ્મણોને આપવામાં આવે છે તે.

૧૮૦૦. **ટેહેલીઓ**, ટેહેલ નાખનારો જાચક; ટેહેલ ભટ્ટ. **વાટે જતો**, રસ્તે જતો-ચાલ્યો જતો હોય તેવો. **થાય છતો**, જાહેર થાય; ઓળખાઈ આવે.

૧૮૦૧. **દમન**, ( **सं. दम्**=વશ કરવું ), વશ કરવું તે; તાબામાં રાખવું તે. **દેહ દમન કરી**, ઈંદ્રિયોને વશ રાખીને. **દિન ખૂએ**, દહાડા ગાળે.

૧૮૦૩. **ચંતા**, ચિંતા; ફીકર.

૧૮૦૪. **ચળે નહીં**, ખસે નહીં; ધ્યાન ધરતી અટકે નહીં. **વરાય**, પરણાય.

૧૮૦૫. **આવે હાથે**, હાથ-હાથમાં આવે; (હું) પરણી શકું.

૧૮૦૬. **વિપત પાડું**, વિપત્તિ પડે એવો પ્રસંગ લાવું.

૧૮૦૯. **ટોડલે**, ટોલ્લા ઉપર. **વળગાડયો**, વળગાડ્યો; ભેરવ્યો.

૧૮૧૦. **ગળી,** પેટમાં ઉતારી દીધી.

૧૮૧૧. **માંડયો સણગાર,** શણગાર સજવા માંડયો; શણગાર પહેરવાની શરૂઆત કરી. **જુએ તો,** ( પહેરવા માટે ) જુએ-લેવાં જાય છે તો-ત્યારે.

૧૮૧૨. **અહુરોપહુરો,** આમ તેમ; ત્યાં બધી જગ્યાએ. **ખોળ્યો,** ખોળ કરી; શોધ્યો. **દાસીતણું,** દમયંતી 'તે સમે પાસે' હતી તેથી તેનું.

૧૮૧૩. **એકાંત,** એકાંતમાં; એકલી રાખીને. **ભ્રાંત,** શક; વહેમ.

૧૮૧૪. **લાગી જ્વાળા,** (ઇંદુમતિનું શક હોવાનું કહેલું સાંભળીને) ઘણી બળી ઉઠી; ઘણીજ ક્રોધાયમાન થઈ ગઈ.

૧૮૧૫. **પૃથ્વી જાશે રસાતાળ,** પૃથ્વી રસાતળ પાતાળ સુધી નીચે જશે.

૧૮૧૬. **વદને,** મ્હોડે. **જોઈ બોલવું વદને વાંક,** વાંક-ગુન્હો કોનો છે તે જોઈને-તપાસીનેજ બોલવું-કહેવું. **સ્વામીદ્રોહી,** (સ્વામી-ધણી-માલિક, દ્રોહી-કપટ બુદ્ધિથી વર્તનાર), સ્વામી પ્રત્યે કપટથી વર્તનાર; તેને ત્યાં ચોરી કરનાર. **દ્રોહી,** ( **સં. द्रुह्**=ઇજા કરનાર ), કપટ કરનાર. **કુંભીપાક,** એક નર્કનું નામ, જેમાં પાપી-દુષ્ટ-ચોરને કુંભારના માટીનાં વાસણની માફક પકવવામાં-તપાવવામાં આવે છે.

૧૮૧૭. **સર્વથા,** સઘળે-કોઇપણ પ્રકારે.

૧૮૧૮. **રંક,** ગરીબ; નિરાધાર.

**ટીપ.** કડવા ૪૪માં સ્ત્રી સ્વભાવનું ઘણું સુંદર વર્ણન કરેલું છે. એમાં કેટલાક ભાગમાં ઇંદુમતી અને દમયંતીના સવાલ જવાબ થાય છે.

૧૮૨૦. **વણ ચોરીયે,** ચોરી નથી કરી તેમ છતાં. **અકળાવો,** ગભરાવો છો; ધમકાવો છો.

૧૮૨૨. **તસ્કર,** ચોર. **વસ્તુ,** ચોરાયલી વસ્તુ-ચીજ.

૧૮૨૩. **મિથ્યા,** ખોટું; જુઠું.

૧૮૨૪. **ચોરટી,** ચોટ્ટી; ઠગ; અપ્રમાણિક. **રાજમાતા,** રાજ્યનો કારભાર ચલાવનારી વૃદ્ધ રાણી.

૧૮૨૫. **માન દીધું,** માન આપીને, કહેવા ઉપર ભરોસો રાખીને તારી પ્રતિષ્ઠા જાળવી.

૧૮૨૬. **અસાધવી**, સાધુ–ધર્મીષ્ઠ નહીં તેવી; અધર્મી; પાપી. **લેતાં ગ્રહ્યો છે પાણી**, (હાર) લેતાં (મારો) પાણી–હાથ પકડ્યો છે?

૧૮૨૭. **પરીક્ષા**, (**સં. परि+ईक्ष=**જોવું), તપાસ; કસોટી.

૧૮૨૮. **મેહેણું**, કોઈનું મર્મ ઉઘાડી તેને જે માઠું લગાડવું તે; ઉપકાર કીધેલો કહી સંભળાવવો તે. **મેહેણાં જોગ...પેટ ભરી**, મેહેણાં સાંભળવાને યોગ્ય–પાત્ર થઇ, કેમકે તમારે ઘેર પેટ ભરવાને માટે–પેટ બદલ કામ કરવા રહી.

૧૮૨૯. **આંખ ભરવી**, આંખમાં આંસું લાવવાં; રડી દેવું. **ન્યાય**, ઇનસાફ.

૧૮૩૧. **આપ આપણું**, પોત પોતાનું. દુઃ**ખ કહે**, દુઃખની વાત કહે–હાર ખોવાયાની–ચોરાયાની, અને ચોરીનું આળ મુકાયાની દુઃખની વાત. **ઢાળી આંસુ**, આંસુ પાડીને; રડી દઇને.

૧૮૩૨. **ચોરી ફાંસુ**, ચોરીનું આળ ચઢાવી ફાંસામાં નાંખવાની બાબત.

૧૮૩૩. **શિરોમણી**; સૌને માથે શ્રેષ્ઠ. **ચતુરશિરોમણી**, બધાં ચતુર સ્ત્રી પુરૂષોમાં શ્રેષ્ઠ; ઘણીજ ચતુર. **વિમાસે**, વિમાસણ કરે; ખેદ સાથે વિચાર કરે; વિચારમાં પડી.

૧૮૩૫. **નારાયણની દાસ**, નારાયણની દાસી–સેવા કરનારી; નારાયણ પરમેશ્વરની ભક્તિ પૂજા કરનારી.

૧૮૩૬. **કલેશ**, કજિયો; કંકાસ. **નિવરતે**, (**સં. निर्वृत्**=અટકવું), મટે; ટળે. **હાસ**, હસવાને માટે; ગમ્મતને માટે; મજાકમાં.

૧૮૩૭. **કૌતક**, કૌતુક, આશ્ચર્ય પમાડે તેવી બાબત.

૧૮૩૮. **રાજકુંઅર**, રાજાનો (મારો) કુંવર, સુબાહુ. **જાણે**, તે જાણશે તો; તેને જાણ–ખબર થશે તો.

૧૮૩૯. **કીજે**, કરિયે. **જુઓ** લી. ૧૨૫૫.

૧૮૪૦. **શ્વસુર પક્ષની**, ઇંદુમતીના સસરાના પક્ષની–સસરાના ત્યાંની; ઇંદુમતીના સાસરાની. **દીજે**, દઇએ; આપિયે.

૧૮૪૧. **અપવાદ**, જુઠું આળ; ખોટી બદનામી. **અપવાદ દીધો**, આવું ખોટું આળ મારે માથે ચઢાવ્યું.

૧૮૪૨. **મેં દેવો**, મારે આપવો; મારે આપવો જોઇએ.

૧૮૪૩. **ન ઘટે**, ઘટતું નથી; સારૂં લાગતું નથી.

૧૮૪૪. **જશ**, યશ, માન આબરૂ. **અભીલાખી**, અભિલાષી, ઇચ્છા રાખનારાં. ષ ને બદલે ખના પ્રયોગ બદલ જુઓ લીટી ૯૨૩૨.

૧૮૪૫. **શોહોર**, બૂમાબૂમ. **ઠાલો**, ફોકટ; કારણ વગર; નિરર્થક.

૧૮૪૬. **જો જશ હોયે વહાલો**, જશ–યશ વહાલો હોય તો; તમારી આબરૂ સાચવવી હોય તો.

૧૮૪૭. **સખીયો**, ઈંદુમતીની સાહેલીઓ. **એણીએ**, એણે–દમયંતીએ.

૧૮૪૮. **પછાડો**, ભીંત–જમીન સાથે પછાડો; તેપર જોરથી નાંખો. **આકળી કીધી**, અકળાવી દીધી; ગભરાવી નાંખી.

૧૮૪૯. **કીધી**, કરાવી. **જણાવી રીસ**, ક્રોધ કર્યો; ગુસ્સો બતાવ્યો.

૧૮૫૦. **જુગદીશ**, જગદીશ, જગતના ઈશ; પરમેશ્વર.

૧૮૫૧. **સંઘાતી**, સંઘાથી; સાથી; સાથે રહેનાર; મદદ કરનાર. **સમાવું**, હળીમળીને રહી શકવું.

૧૮૫૨. **કરતુ**, કરતૂક, કર્મ (નઠારાં); કૃત્યો.

૧૮૫૩. **રાંકડી**, ગરીબડી; દુઃખ પામતી નિરાધાર; દીન.

૧૮૫૪. **રોષ**, (**સં. रुष्**=ગુસ્સે થવું), ગુસ્સો; ક્રોધ.

૧૮૫૫. **ધીર**, ધૈર્ય–ધીરજ રાખનાર. સરખાવો 'ધીર પુરૂષ,' 'રણધીર.' **વિપત સમેના વીર**, જુઓ લીટી ૧૭૨૬.

૧૮૫૬. **અપરાધ**, ગુન્હો; ભૂલ (થઈ હોય તે). **મન ન લાવો**, મનમાં લાવશો નહીં; તે થયો હોય તો માફ કરશો. **અનાથબંધુ**, અનાથ–નિરાધારના બંધુ–સ્નેહી–મદદગાર.

૧૮૫૭. **હરખે હણાઈ** (આવું માસીનું ઘર મળ્યું તેથી) હર્ષ પામી ગઈ પણ તેમાં (આવી રીતે) ફસાઈ ગઈ છું. મારી જાઉં છું.

૧૮૫૮. **કેહેની**, કેની–કોની (દીકરી). **કોણ તણી**, કોની (સ્ત્રી). **ભણી**, 'સહામું', (લી. ૧૮૫૩); તરફ.

૧૮૫૯. **સેવા**, ( **સં. सेव्**=સેવા કરવી ), આરાધન; પૂજાભક્તિ. **સેવા ચૂકી**, આરાધનામાં ચૂક–ભૂલ કરી, શુદ્ધ મન અને ભાવથી પૂજા ભક્તિ કરી નહીં. **તો**, તેથી; તે કારણને લીધે.

૧૮૬૦. **ના પૂજ્યા હાથે**, મેં જાતે–મારેજ હાથે પૂજા ન કરી. **તરછોડી**, છોડી દૂર કરી; તુચ્છકારી.

૧૮૬૧. **મેં શિવ ન પૂજ્યા જળે**, મેં શિવ–મહાદેવની જળથી વિધિપૂર્વક પૂજા કરી નહીં. **તો શું**, તે કારણને લીધે શું ?

૧૮૬૨. **મુજને ઘટે છે મરવું**, આવી સ્થિતિમાં તો મારે મરીજ જવું જોઈએ; મરવાનેજ હું લાયક છું.

૧૮૬૩. **માંડી**, આરંભથી તે આજ સુધીનું.

૧૮૬૪. **પાતક**, પાપ; અધર્મ.

૧૮૬૫. **નળપત્ય**, નળપતિ; સ્વામી તરીકે નળરાજા.

૧૮૬૬. **કોટિક**, કરોડ. **નિપૂણ**, નિપુણ; પ્રવીણ; સારી પેઠે (બધી બાબતના) જાણિતા.

૧૮૬૭. **વિસારવું**, (**સં. वि+स्मृ**=ભૂલી જવું), ભૂલી જવું; યાદ ન લાવવું; ન ગણવું; **વિઠલા**, 'વિઠ્ઠલજી'. **ચઢો વિઠલા વ્હારે મારી**, સરખાવો ' વિઠ્ઠલજી ચડજો વાહારે, ' લીટી ૧૬૬૮.

૧૮૬૯. **અમો અબળાતણું શું બળ**, અમે અબળા–બળરહિત છિયે એટલે અમારૂં બળ–જોર શું હોય, અમારામાં બળ નથી.

૧૮૭૦. **ધરિયું ધ્યાન**, ધ્યાન ધરી–એક ચિત્તથી ' ભગવાન 'ની પ્રાર્થના કરી. **ભગવાન**, વિષ્ણુ; પરમેશ્વર.

૧૮૭૧. **અંતરજામી**, (**સં. अन्तर्यामी, अन्तर्**=અંદરનું,**यामी**= અટકાવનાર ), બ્રહ્મા; પરમાત્મા. **બુધ**, બુદ્ધિ. **આંખ રાતડી કીધી**, ક્રોધ–કોપ દર્શાવવા આંખ લાલચોળ કરી. **રાતડી**, રાતી. સરખાવો દેહડી, એકલડી, સાહેલડી, આંખડી.

૧૮૭૩. **સાખી**, સાક્ષી. **વાય**, વાયુ દેવતા. **અન્યાય**, ગુન્હો; ચોરી.

૧૮૭૪. **ફાટી પડજો**, ફાટી–કકડા થઈને પડજો; કકડા થજો.

૧૮૭૫. **તડાક**, ટોલ્લો ફાટતાં અવાજ થાય તે, **અથવા** તડાક લઇને, તડાક અવાજ થઈને. **ફાટો**, ફાટ્યો.

૧૮૭૬. **વિશ્વાધાર**, વિશ્વનો–દુનિયાનો આધાર–મદદગાર; **પરમેશ્વર.**

૧૮૭૭. **અંત્રિક્ષ, (સં. अन्तरिक्ष)**, આકાશ. **અકસમાત**, એકાએક.

૧૮૭૮. **એક એકપે અદકાં મોતી**, એક કરતાં એક અધિક મોટું એવાં મોતી **અદકું, (સં. अधिक)**, અધિક; વધારે. **ટગટગ**, ટગમગ; ટગર ટગર; આશ્ચર્યથી–શરમિન્દાં પડવાથી.

૧૮૮૦. **સાધ્વ**, સાધવી; પવિત્ર.

૧૮૮૧. **ઓશીયાળી**, ખોટું આળ ચઢાવ્યું તે માટે શરમિંદી. **મુખડું**, મુખ; મ્હોં. **વાળી**, ફેરવીને.

૧૮૮૨. **રહ્યું**, જગવાયું; સંભાળાયું.

૧૮૮૩. **વૈદર્ભ**, વિદર્ભ

૧૮૮૪. **ધર્મ ભૂપાળ**, ધર્મરાજા; યુધિષ્ઠિર.

૧૮૮૫. **સાંચરયો, (સં. सं+चर=જવું)**, ગયો.

૧૮૮૬. **માધ્રવી કેશવી સખી**, જુઓ કડવાં ૧૪–૧૫. **બેહ**, બે.

૧૮૮૭. **સાહેલડી**, સાહેલી; સખી; બહેનપણી. **વોહોણી**, વગરની. **શોભે...દેહ**, પ્રાણ વગર–પ્રાણ ન હોય તો દેહ–શરીર શોભતું નથી, સારૂં લાગતું નથી તે પ્રમાણે બે સાહેલી દમયંતી વગર દેખાતી હતી, શોભતી નથી.

૧૮૮૮. **કુંદનપુર**, વિદર્ભમાં આવેલી ભીમક રાજાની રાજધાની. **ઋષિ**, સુદેવ. **સખી**, બે સાહેલી. **સૂત**, બે છોકરાં, પુત્ર અને પુત્રી.

૧૮૮૯. **દાહેલાં**, દુઃખથી પીડાયલાં. **અકૃત, ( સં. अकृत्य )**, પાપ–પાપકર્મ; અનિષ્ટ બનાવ.

૧૮૯૦. **છોરૂ છેહ પામ્યાં**, બન્ને બાળક રઝળતાં મુકાયાં, તેમનો ત્યાગ થયો છે.

૧૮૯૧. **બીધાં**, બીધેલાં; ભયથી ગભરાયલાં.

૧૮૯૨. **શોકે ભરેલો**, ઘણાજ શોકવાળો; અત્યંત ખેદ પામેલો. **દાધી**, બળી ગયલી. **જોડી**, બેની જોડ; બેલડી.

૧૮૯૩. **મીટમીટ મળી**, આંખે આંખ મળી; નજર સામસામી થઇ. **રુદન**, રડવાનું. **મોટે...છોડી**, મોટા ઘાંટા પાડી રડ્યાં.

૧૮૯૪. **જાતાં**, જવાથી; જતાં રહેવાથી.

૧૮૯૫. **સજન**, સજ્જન; સારાં લોકો; અથવા **સ્વજન**, પોતાનાં કુટુંબીઓ અને સગાંવહાલાં. **ગુણનું ગાતું**, ગુણ ગાવા માંડયા; ગુણોનું વર્ણન કરવા માંડયું.

૧૮૯૭. **બાળકડાં**, નાનાં બાળકો.

૧૮૯૮. **માયા ઉતારી**, પ્રીતિ છોડીને; સ્નેહ કમી કરી નાંખીને.

૧૮૯૯. **વિસ્તારી**, (**सं. वि+स्तृ**=પાથરવું), વિગતવાર; વિસ્તારથી.

૧૯૦૦. **નિશ્વાસે સાગર સૂકે**, એટલા બધા નિસાસા નાંખતી કે તેની ઉષ્ણતાથી સાગર સુકાઈ જતો.

૧૯૦૨. **ટોળે મળી**, એકઠાં મળીને. **ભોમ્ય**, ભૂમિ; જગ્યા.

૧૯૦૩. **પરખે**, પારખી કાઢે; શોધીને તપાસે.

૧૯૦૪. **રાણી**, ભીમક રાજાની રાણી, વજ્રાવતી. **પૂજ્ય**, (**सं. पूज्**=પુજા કરવી), પૂજવા યોગ્ય, નળરાજા. **કીજે**, કરિયે; કરાવો. જુઓ લીટી ૧૨૫૫.

૧૯૦૫. **જોગવટો**, જોગીપણું; જોગી થવું તે. **લીજે**, લઇએ; લઇશું.

૧૯૦૬. **સર્વથા**, સર્વ પ્રકારે; કોઈ પણ રીતે; ગમે તેટલી મહેનતે. **જાણો**, જાણવું હોય તો; જીવતી રાખવી હોય તો.

૧૯૦૯. **ખપ કરી ખોળજો**, જુઓ લીટી ૧૬૬૧. **ક્ષિતિ**, પૃથ્વી. **છેક**, છેડો. **કહાડજો ક્ષિતિ કેરો છેક**, પૃથ્વી પર છેડો આવે ત્યાં સુધી બધી જગ્યાએ જઈ તપાસ કરજો; નળરાજાની શોધ મેળવજો.

૧૯૧૦. **ઉડતી વારતા**, લોકમાં સંભળાતી વાત.

૧૯૧૧. **રાન**, રણ, અરણ્ય(માં).

૧૯૧૩. **શક્તિ**, દેવી. **જાણ્યું શક્તિનું શરીર**, તે કોઈ દેવી હોય તેવું તેનું શરીર અમને જણાયું—લાગ્યું.

૧૯૧૪. **જાણ**, જાણ્યું; (એવું) જોયું.

૧૯૧૫. **વાત ખરી મળી**, વાત મળતી આવી; તેના વર્ણન ઉપરથી તે દમયંતીજ હોવી જોઈએ એમ સમજાયું. **વદતી**, (**સં. वद्**=બોલવું), બોલતી. **વાણ**, (**સં. वाणी**), વચન; શબ્દો. **વદતી...વાણ**, મ્હોડેથી નળ નળ એવા શબ્દોનો ઉચ્ચાર કર્યા કરતી હતી.

૧૯૧૭. **મેળાવો**, મેળાપ, મિલાપ, પરસ્પર મળવું તે. **મેળાવો ક્યાં હશે**, દમયંતી અને હું ક્યાં અને ક્યારે મળીશું–એકઠાં થઇશું.

૧૯૧૮. **નીર**, પાણી; આંસુ. **નેણું**, નયણ, નયન, આંખ(માં). **અષાડ**, અષાડ માસ. **નીર આવે નેણું અષાડ**, આષાઢ માસમાં વરસાદ પુષ્કળ આવે છે તેવી રીતે વજ્રાવતીની આંખમાંથી આંસુની ધાર વહેતી હતી, તે ઘણુંજ રડતી હતી.

૧૯૧૯. **પાડ**, ઉપકાર. **સુદેવને ચહડાવ્યો પાડ**, સુદેવનો પાડ લીધો; તેનો ઉપકાર ચઢે છે એમ જણાવી દમયંતીની શોધ માટે તેને મોકલ્યા.

૧૯૨૧. **અર્થ ન સરે**, કામ થાય નહીં; આવું દુર્ઘટ ને અગત્યનું કામ તમારા શિવાય બીજા કોઇથી થઈ શકે તેવું નથી. **લાગાં પાય**, પગે લાગ્યાં; પગે પડ્યાં.

૧૯૨૨. **અનુચર**, (**સં. अनु**=પાછળ, **चर**=જનાર, **चर्**=જવું), પાછળ ચાલનાર–જનાર, સેવક. **અટણ**, ( **સં. अट्**=ભટકવું ), ભટકવું તે; ફરવું. **અટણ કરતો દેશદેશ**, અનેક દેશોમાં (શોધ કરવા) ફરતો–જતો.

૧૯૨૩. **કળા**, શરીરની કાન્તિ–તેજ. **કળા પાડી**, શરીરની કાન્તિ કમી કરી–કાઢી નાંખી. **વરવું**, કદરૂપું. **જીરણ**, જીર્ણ, ફાટાં તુટલાં. **ગ્રહ્યું**, લીધું; હાથમાં રાખ્યું. **તુંબીપાત્ર**, પાણી ભરવાનું નાનું તુંબડું–તુંબડીનું વાસણ.

૧૯૨૪. **રહિત જોખમ**. કાંઇપણ કિમતી વસ્તુ પાસે રાખેલી નહીં, તેથી બિન જોખમ હતો; કોઈ વસ્તુ ખોવાશે તેવી ચિંતા વગરનો હતો. **વસંન**, (**સં. वसन**, **वस्**=પહેરવું) વસ્ત્ર; કપડાં.

૧૯૨૫. **દેખીયે**, જોઈયે; જણાય. **સંપંન**, સંપત્તિ; ધન.

૧૯૨૬. **ઓવારો**, નદી–સરોવરનો ઘાટ. **નવાણ**, પ્રવાસીને માટે ખોદાવી બંધાવેલાં કુવા વાવ વગેરે પાણીનાં ઠેકાણાં; જળાશય.

૧૯૨૭. **જુવતી**, યુવતી; સ્ત્રી. **જુથ જુવતીતણાં**, પાણી ભરવા વગેરે કામ માટે આવતી સ્ત્રીઓનાં ટોળાં.

૧૯૨૮. **જગ્ન**, યજ્ઞ. **જાગરણ**, એકાદશી જેવા પર્વને દિવસે આખી રાત જાગતાં રહી પ્રભુભજન વગેરે થાય તે. **સંવાય**, સમુદાય.

૧૯૨૯. **શીશ ધુણીને જાય**, આવા સમુદાયો—ટોળામાં દમયંતી નથી એવું જાણી માથું હલાવીને ત્યાંથી ચાલ્યો જાય.

૧૯૩૦ **રટણ**, નામ બોલ્યા કરવું તે.

૧૯૩૧. **રાજમાતા**, ભાનુમતી, જુઓ લીટી ૧૮૨૪.

૧૯૩૨. **વધામણી પામ્યો**, સારા સમાચાર મળ્યા; શુભ વર્તમાન સાંભળ્યા. **તર્તે**, તરતજ; થોડી વારમાં.

૧૯૩૩. **ઉજવવું**, ઉઝવવું, (**સં. उर्जन**), પાળેલા વ્રતને પૂજનથી સમાપ્ત કરી બંધન છોડી દેવું તે વ્રત ઉજવ્યું કહેવાય છે. **વર્ત**, વ્રત, પાપ જાય ને મનનો હેતુ પાર પડે તેને માટે કહેલા નિયમ સાથે કરવાનું જે કર્મ તે.

૧૯૩૪. **પૂર્ણાહૂતિ**, યજ્ઞ, હોમનું કામ જે દિવસે સંપૂર્ણ થવાનું હોય તે દિવસે જે મોટું બલિદાન આપવાનું તે. **વેળા**, સમય; વખત. **જંન**, જન, લોકો.

૧૯૩૫. **પંથી**, મુસાફરો; બહાર ફરનારા બ્રાહ્મણ.

૧૯૩૬. **અપૂર્વ**, પહેલાં ન જોયા હોય તેવા. **મનીશ**, મનુષ્ય. **નીરખે નરની કાય**, નવો માણુસ જોવામાં આવે તેની કાયા—તેનું શરીર વગેરે ધારીધારીને જોય.

૧૯૩૭. **વિચાર એહેવો**. એવા વિચારથી કે. **આવી મળે**, કદાચ જણાઇ આવે; માલમ પડી આવે.

૧૯૩૮. **વેદ**, આર્યલોકનો અનાદિ—મૂળ ધર્મ, જેમાં કર્મ ઉપાસના જ્ઞાન સંબંધી શિક્ષા છે. વેદ ચાર છેઃ—ઋક્—ગ્, યજુર્, સામ અને અથર્વણ. **વેદ અધ્યયન**, વેદ પાઠ. **વાડવ**, બ્રાહ્મણ; વિપ્ર. **અભિષેક**, (**સં. अभि+सिच्—सिंच**=સિંચવું), દેવ ઉપર અથવા ગાદીએ બેસતા નવા રાજા ઉપર પાણી, દુધ વગેરેની જે ધારા કરવી તે. **આશીર્વાદ**, સારૂં—કલ્યાણ—સુખ થાઓ એવી રીતનું જે મનનું ચિંતન અથવા મુખનું ભાષણ તે.

૧૯૩૯. **કિંકરી**, દાસીઓ. **ભેરી**, નોબત; મોહું નગારૂં. **ભેરીવાદ**, નોબત વાગે તેનો અવાજ.

૧૯૪૦. **દીક્ષા**, કોઇ પણ ઉદ્દેશે કોઈ અમુક ક્રિયા કરવી–નિયમ પાળવો તે. **તેજસ્વી**, તેજ–કાન્તિ–વાળો. **તેજસ્વી જંન**, જંન એકના અર્થમાં, (જુઓ લી. ૧૪૪૦)–કાન્તિમાન પુરુષ.

૧૯૪૧. **હુતદ્રવ્ય**, અગ્નિમાં હોમવાની વસ્તુ. **હોમાયે**, હોમ–હવનમાં નાંખવામાં આવે. **ધૂમ્ર**, ધુમાડો. **ગયો ગગન**, ઘણે ઉંચે ગયો (હોમ મોટો હોવાથી).

૧૯૪૨. **સવચ્છી**, વચ્છ–વત્સ–વાછરડા સાથેની. **અહમેવ**, (**સં. अहम्+एव**), અભિમાન; અહંકાર. **ભરયો અહમેવ**, અહમેવથી–અહંકારથી ભરેલો; ગર્વ સહિત.

૧૯૪૩. **કુંડ**, યજ્ઞ–હોમ–હવનના અગ્નિને માટે ચણેલો ખાડો. **આવી રહ્યો**, છેક ત્યાં સુધી પહોંચ્યો.

૧૯૪૫. **આ રત્ન કાંહાંથી આવ્યું**, સરખાવો લીટી ૧૫૦૪ તથા ૧૫૦૮.

૧૯૪૬. **દીક્ષિત નરેશ**, જેણે દીક્ષા લીધેલી હતી તે નરેશ–રાજમાતાના કુંવર–સુબાહુ.

૧૯૪૭. **જસો**, જેવો. સરખાવો 'પગ આંગળાં વળ્યાં ચમ્પાકળી જસો રે લોલ.' **મારે ઠેશ**, ઠોકર મારે.

૧૯૪૮. **અંતરનો અંધ**, અંદરનો આંધળો; આંખે આંધળો.

૧૯૪૯. **વિકળ**, (**સં. व्याकुल**), કળ–ચેહેન વિનાની; આસપાસ ફરતી રહેતી. **દષ્ટ**, દષ્ટિ; નજર.

૧૯૫૦. **કલેવર**, ચૈતન્ય વિનાનું શરીર. સુદેવને બેચેહેની–વ્યાકુળતા ઘણી હતી તેથી સ્થિતિપરત્વે આ શબ્દ વાપરેલો લાગે છે.

૧૯૫૧. **દષ્ટેદષ્ટ**, આંખેઆંખ. **મળી દષ્ટેદષ્ટ**, એક બીજાને જોયા.

૧૯૫૩. **સુદેવ સાચો એહ**, એ ખરેખર સુદેવજ આવેલો જણાય છે.

૧૯૫૪. **નેહ**, સ્નેહ; પ્રીતિ.

૧૯૫૫. **થયો સંદેહ**, સંદેહ પેદા થયો; શક પડયો.

૧૯૫૬. **ગોરી**, સ્ત્રી, દમયંતી. **એંધાણ**, નિશાની; ઓળખાય તેવું ચિહ્ન–લીટી ૧૯૫૭–૫૯માં દર્શાવેલું ચિહ્ન.

૧૦૫૭. **ભાળ**, કપાળ. **નિરમ્યો**, સર્જાવ્યો; જન્મ સાથે રાખેલો. **ભાણ**, સૂર્ય.

૧૯૫૮. **અગોપ**, ગુપ્ત. જુઓ લીટી ૧૧૬૭ તથા ૧૪૫૯. **કેશ કેરી લટ**, કેશ–ચોટલાની લટમાં.

૧૯૫૯. **વેણ**, ગુંથેલો ચોટલો; અહીં ચોટલાના વાળ. **ઝળકયો**, પ્રકાશ્યો; સૂર્યનું તેજ પ્રકાશી ઉઠયું.

૧૯૬૦. **સમીપ**, પાસે. **નેવ**, નેવાં; છાપરાના નેવાંમાંથી પડતું પાણી. **નેત્ર...નેવ**, નેવાંમાંથી જેમ એકી ધારે પાણી પડે છે તેમ તે બન્નેની આંખમાંથી જળ–આંસુ વહેવાં લાગ્યાં.

૧૯૬૧. **મોરછા**, મૂર્છા; બેભાન અવસ્થા. **હુવી**, થઈ; આવી.

૧૯૬૩. **આ તો વારતા દીસે નવી**, સરખાવો 'આતો વારતા દીઠી નવી', લીટી ૧૬૬૨. **દીસે**, (**સં. દૃશ્**=જોવું), દેખાય છે.

૧૯૬૪. **મોરછાથી જાગી**, મૂર્છા ઉતરીને સચેતન થઇ. **ગોર**, ગુરૂજી–સુદેવ.

૧૯૬૫. **સુની**, એકલી, નળરાજા વગરની.

૧૯૬૭. **માડી**, મા; માતા–વાહાલમાં; અથવા માતા જેવી તારી માસીએ.

૧૯૬૮. **વાછળ**, વાત્સલ્ય; વાહાલપણું.

૧૯૬૯. **નેટ**, નકી; નિશ્ચે. **કાંઈએક ચૂકી**, કાંઈ પણ ભૂલ કરી; કંઇક અપરાધ કર્યો માટે.

૧૯૭૦. **નથી બાઈ તું ચુકવાવાળી**, જુઓ લીટી ૧૬૪૪. **અન્યા**, અન્યાય; ગુન્હો. **ટાળી**, વગર. **નહીં તજે અન્યા ટાળી**, નળરાજા મારા કાંઈપણ અપરાધ વગર મને તજે–છોડી દે નહીં.

૧૯૭૧. **ચોહોધારાં**, ચોધારે; સારી પેઠે; ઘણુંજ.

૧૯૭૨. **પ્રગટયા**, પ્રગટ થયા; (તેની) શોધ મળી.

૧૯૭૩. **દો છો, આપો છો. પ્રતિબોધ, (सं. प्रति+बोध–बुध्=** જાણવું), ધીરજ; આશ્વાસન.

૧૯૭૪. **છે વાણી માંહે કપટ,** તમારા બોલવામાં કપટ–ભેદ છે; તમે સ્પષ્ટ ને ખરી હકીકત કહેતા નથી.

૧૯૭૫. **આપાં,** આપ્યાં. **છેહ કાં આપાં,** કેમ છોડી દીધાં; એકલાં કેમ મુકી દીધાં. જુઓ લીટી ૧૮૯૦. **નબાપાં,** બાપ વગરનાં; માબાપ વગરનાં.

૧૯૭૬. **તાહારે એને શું છે,** તારે અને દમયંતીને શો સંબંધ છે; તમે બન્ને એક બીજાને ક્યાંથી ઓળખો ?

૧૯૭૭. **જાણેજી,** જાણતાં હોતો.

૧૯૭૯. **નીપજી,** નિપજી, બની.

૧૯૮૧. **ત્યાજ કરી, (सं. त्यज्**=છોડી દેવું), ત્યાગ કર્યો; તજી દીધી.

૧૯૮૩. **સભા,** મંડપમાં એકઠાં મળેલાં લોકો. **થઈ વ્યાકુળી,** વ્યાકુળ બની ગઈ; તેમને ગભરાટ થયો.

૧૯૮૪. **નાટ,** નેટ; નક્કી. **ભુલાં,** ભુલ્યાં; ભુલી ગયાં. **શ્યામાટ,** શા માટે; કેવી રીતે.

૧૯૮૫. **પોતાનું પેટ,** પોતાની દીકરી જેવી, બહેનની દીકરી હોવાથી.

૧૯૮૬. **વરાંસી,** ભરોસે ભુલી; છેતરાઈ. સરખાવો ‘ કૃષ્ણકથાસું પ્રીત નહીં તે, જયણી જનુની વરાંસી,’ (ભાગવત) તથા ‘ હલવે લીધો ઉંચલી જેમ રજ વિરાંસે સાપ.’

૧૯૯૦. **કાયા કુસુમરૂપે,** કુસુમ–ફૂલના જેવી કોમળ કાયા–શરીર જેવું હતું ને.

૧૯૯૧. **અજાણ્યાં,** વગર ઓળખાયાં; પોતાની ખરી ઓળખાણ આપ્યા વગર–સગપણ જણાવ્યા વગર. **સેવ,** સેવા; ચાકરી.

૧૯૯૨. **અન્યોઅન્યે,** એક બીજાએ; બન્ને.

૧૯૯૩. **દીધો દોષ,** ઠપકો આપ્યો.

૧૯૯૫. **પરદાસત્વ,** બીજાનું દાસપણું; બીજાની દાસી થઈને. **દમયંતી...ભોગવ્યું,** દમયંતીને બીજાને ત્યાં રહીને સેવાચાકરી કરવી પડી. **પ્રીછયો,** ઓળખ્યો. **પરિવાર,** કુટુંબનું માણસ; દીકરી જેવી.

૧૯૯૭. **નિરગમ્યા**, (**સં. નિઃ+गम्=**જવું), કાઢ્યાં; ગાળ્યા. **દાસ**, નોકર; દાસી.

૧૯૯૮. **અધર્મ આળ**, અધર્મરૂપી–ચોરી કર્યાનું આળ. **ઓછું**, જોઇએ તે કરતાં કમી; પેટપૂર નહીં.

૧૯૯૯. **વસતું**, વસેલી જગ્યા; વસ્તીવાળી જગ્યા. **લેખ્યું**, ગણ્યું. **વસતું લેખ્યું વંન**, વસવાટમાં–બધા ની સાથે રહેવા છતાં પોતે વનમાંજ હોય તેવી રીતે રહી.

૨૦૦૦. **છબીલી**, રૂપાળી (દીકરી). **છાનું કહેત**, ગુપ્ત રાખવાની વાત ગણી મને એકલીને કહ્યું હોત. **નિશ્ચે–નેટ**, એકજ અર્થના છે. **પ્રગટત**, પ્રગટ થાત; બીજાને ઓળખ પડતે.

૨૦૦૧. **પરાધીન**, બીજાને આધીન થઈને, તાબે રહીને. **પોખીયો**, પોષીયો, (**સં. पुष्**=પોષણ કરવું), પોષણ કર્યું; પેટ ભર્યું. **પરવશ**, (પરાધીન ને પરવશ એકજ ભાવમાં), બીજાને વશ–તાબે રહીને.

૨૦૦૨. **રત્ન**, રત્ન જેવી. **ઠીકરી**, નકામી વસ્તુ. **સમાન**, બરોબર; જેવી.

૨૦૦૩. **વેઠી**, ભોગવી. **વપુ**, શરીર. **વાન**, વર્ણ; કાન્તિ.

૨૦૦૫. **દલીદ્ર**, દરિદ્ર; ગરીબાઈ. **વાલની**, એક વાલ વજનની. **વાળી**, નાકે પહેરવાનું ઘરેણું; કાંઈ પણ આભૂષણ તેને આપ્યાં નથી.

૨૦૦૬. **સાથરો**, ઘાસની પથારી.

૨૦૦૭. **શીતળ નીરે**, ટાઢે પાણીએ. **નેહરી**, ચણિયાનો નેફો. **નાડું**, ચણિયામાં ભેરવવાનું દોરી જેવું. **નહીં નેહરી ને નાડું**, જરૂરનાં જોઇએ તેવાં પહેરવા ઓઢવાનાં સાદાં હલકાં વસ્ત્ર પણ આપ્યાં નહોતાં.

૨૦૦૮. **કોયલા કાહાડું**, મારૂં શરીર બળી ગયું છે તેથી તેમાંથી ચીરીને–તેને ફાડીને કોયલા–બળેલો ભાગ કહાડું.

૨૦૦૯. **ફુલફુલી**, ફૂલના જેવી ફુલેલી; સુંદર અને આરોગ્ય તેમજ કોમળ શરીરવાળી. **દાધું ટાહાડું**, બળેલું અને ટાહાડું; જેવું મળ્યું તેવું.

૨૦૧૦. **વિખ ખાઈ પોહોડું**, મરી જવાને માટે ઝેર ખાઇને સુઈ જાઉં; મરી જાઉં.

૨૦૧૧. **ગોઝારી**, ગાય જેવી દીકરીને મારી નાખનાર જેવી હું તેને ઘણું દુઃખ આપનારી. **બેહેન**, દમયંતીની માતા.

૨૦૧૨. **છછોરી**, ઉછાંછળી; હલકા મનની.

૨૦૧૩. **ભુંડી**, દુષ્ટ; ખારિલી. **ભવોભવ**, એક ભવ–જન્મથી બીજે ભવ; જન્માંતર. **હું...વારતા**, હું ભુંડી–દુષ્ટ છું એવી વાર્તા–વાત જન્માન્તર સુધી થશે, કેમકે મેં હારની ચોરીનું એને માથે આળ ચઢાવ્યું હતું.

૨૦૧૪. **લજ્જાસાગર**, લજ્જા રૂપી સાગર. **લજ્જા...ગયો**, છેકજ લજ્જિત થઈ ગયો, લજવાઈ ગયો. **મસીઆઈ**, માસીનો દીકરો, ભાઈ.

૨૦૧૫. **ગ્રસ્યો**, (**સં. ગ્રસ્**=ગળી જવું), ગ્રાસ કર્યો; ગળી ગયો. **રૂપીઓ**, રૂપી. **સુત...રાહુ**, અપરાધ (ખોટું આળ ચઢાવ્યા બદલનો ગુન્હો)–રૂપી રાહુ સુત–કુંવર–સુબાહુ રૂપી સૂરજ–સૂર્યને ગળી ગયો, રાહુએ સૂર્યનો ગ્રાસ કર્યો; અપરાધને લીધે સુબાહુ કાંઈ બોલીજ શક્તો નહોતો.

૨૦૧૭. **સારંગપાણ**, સારંગપાણિ; સારંગ–ધનુષ્ય હાથમાં છે જેમના એવા, વિષ્ણુ. **સાખી સારંગપાણ**, હું ખરૂં કહું છું તે બાબતના મારા સાક્ષી વિષ્ણુ ભગવાન છે.

૨૦૧૮. **ઉતર્યા**, કાઢયા; પૂરા થયા. **લાજ**, આબરૂ; પ્રતિષ્ઠા.

૨૦૧૯. **પુત્રી સરખી**, પુત્રી સમાન, પુત્રી. **કાજ**, કામ.

૨૦૨૦. **ઓળખ્યાનાં આલિંગન**, માસીએ ભાણેજને હમણાં ઓળખી–તેનું ઓળખાણ હમણાં પડયું તેને માટે તેને ભેટે છે.

૨૦૨૧. **શત સહસ્ર**, લાખ. **સ્વાગત માંડી**, અનેક રીતે વિવેક કર્યો; માનપાન આપ્યું. **માન્યો**, મનાવ્યો; ઘણું માન આપી તેના પ્રત્યે પૂજ્ય ભાવ દર્શાવ્યો.

૨૦૨૨. **વાહન**, બેસવાનાં રથ વગેરે સાધન. **વિનવીયો**, વિનય કર્યો; વિનંતી ફરી ફરીને કરી. **વિપ્રરાય**. વિપ્રનો રાય; મુની; ઋષિ–સુદેવ.

૨૦૨૩. **ઘણું એક**, ઘણી ઘણી વસ્તુઓ.

૨૦૨૫ **સુખ શોભાએ સુંદરી**, સુખી થઈને તથા શોભા ભરેલી રીતે સુંદરી–દમયંતી કુંદનપુર તરફ ગઈ. **પંથ ઘણો છે દૂર**, ભાનુમતીના નગરથી કુંદનપુર સુધીનો પંથ–રસ્તો ઘણો દૂર–લાંબો છે.

૨૦૨૬. સાધ, સાધવી; પવિત્ર.

૨૦૨૭. તું છાં, તું છે. છત્રપતિ, છત્ર ધરાવનાર રાજા.

૨૦૨૮. માગી આગન્યા, આજ્ઞા-રજા માગી; છૂટા પડવાની રજા માગી. ખેડી, ચલાવી. સુખપાલ, પાલખી.

૨૦૨૯. જાતાં, પાછા વળતાં; દમયંતીને વદાય કરીને પાછા ફરતી વખતે. રાખે વહાલ, વાહાલ-હેત રાખજે.

૨૦૩૦. ક્ષેમ, ક્ષેમ કુશળતાથી; સુખ રૂપ.

૨૦૩૧. વધામણી, શુભ વર્તમાન; સારા સમાચાર.

૨૦૩૫. પીહેરપુરી, પિહેરની નગરી.

૨૦૩૬. ગઢ, કિલ્લો; કોટ. કાંગરો, કોટની કોરણ ઉપર ગોળ ચપટું અને ઉપરથી કાંઇક અણી એવું જે ચણતર તે.

૨૦૩૭. લાંગર્યા. બાંધેલા. હસ્તી સાંકળે લાંગર્યા, સાંકળે બાંધેલા હસ્તી-હાથીઓ (ઓ-પેલા દેખાય.)

૨૦૩૮. ઝાડુઆં, ઝાડવાં; ઘણાંક નાનાં ઝાડ જે પાસે પાસે હોય તે.

૨૦૩૯. બાડુઆં, બાડુઆં (લીટી ૧૩૧૦); બે બાળકો.

૨૦૪૧. ઘેલડી, ઘેલી ઘેલી, ઘણા હર્ષને લીધે ગાંડી જેવી.

૨૦૪૨. જોડલાં, બબે સ્ત્રીઓની જોડ.

૨૦૪૩. ઘોડલાં, ઘોડાઓ.

૨૦૪૫. હારયું દેવતાપણું, દેવતા તરીકે પોતાનું ઐશ્વર્ય ગુમાવ્યું-છોડી દીધું.

૨૦૪૭. દેખું, દેખીશ; જોવા પામીશ. જાત, દેહ; શરીર. જજમાન, યજમાન; આશ્રય આપનારો; નળરાજા.

૨૦૪૮. પીહેરિયું, પિહેર. અસે, ખાવા ધાય; ઘણું દુઃખદાયક લાગે.

૨૦૪૯. ઉજડ, માણુસ વગરનું; વસતી વગરનું. કો નવ વસે, કોઇ વસતું ન હોય, રહેતું ન હોય તેવું જણાય.

૨૦૫૦. શ્વાસ ભરચો, એકે શ્વાસે; ઘણોજ ઉતાવળો. સાંચરચો, સંચર્યો; ગયો. રાયજી, ભીમક રાજા.

૨૦૫૧. **ઓચરચો**, ઉચ્ચાર કર્યો; બોલ્યો; બોલતો ગયો.

૨૦૫૩. **નૈષધરવી**, (**રવિ=સૂર્ય**), નૈષધરાજા–નળરાજારૂપી સૂર્ય.

૨૦૫૪. **હરખે**, હર્ષથી.

૨૦૫૮. **ધાયાં**, દોડતાં ગયાં. **ભોજાઈ**, (**સં. भ्रातृजाया** અથવા **भ्रातुर्जाया**), ભાઈની સ્ત્રી. **લજ્જા વીસરી**, લાજ વિસરી–ભુલી જઈને; લાજ ન ધરતાં (આવે વખતે ભોજાઈ મોટા–વડીલોની લાજ રાખવાનું લક્ષમાં રાખ્યા વગર ઉતાવળી ગઈ).

૨૦૬૧. **પાલવીયા**, પહેરેલાં લુગડાંના પાલવ–ઉપરના પહોળા છેડા.

૨૦૬૨. **મોકલા**, છૂટા ( ચોટલો છૂટી જવાથી ).

૨૦૬૩. **છૂટે**, ઢીલાં પડે; નીકળી જાય.

૨૦૬૪. **સોહામણી**, શોભાયમાન; શોભા–આબરૂ વાળી.

૨૦૬૬. **ભુજ ભરી**, બે હાથથી આલિંગન કરી–ભેટીને. **મહિયેરીયાં**, પિહેર તરફનાં સગાં.

૨૦૬૭. **માવડી**, માતા. **ભુજ મુકી ગળે**, ગળામાં ભુજ–હાથ ઘાલીને, છેક પાસે લઈને.

૨૦૬૮. **માવડી**, વાહાલમાં–દીકરી–પુત્રી.

૨૦૬૯. **પ્રીત**, પ્રીતિ; સ્નેહ. **ટળી**, જતી રહી; ઉતરી ગઈ.

૨૦૭૦. **ફેડી**, દૂર કરી; લુછી નાંખી.

૨૦૭૧. **દાસી વેષ**, દાસી તરીકેનાં કપડાં. ઉપર લીટી **૨૦૨૨માં** ‘ વસ્ત્ર આભૂષણ આપીયાં ’ એ પ્રમાણે છે.

૨૦૭૨. **ખોળે**, ખોળામાં–દમયંતીના.

૨૦૭૩. **બાળકાં**, બન્ને બાળક–પુત્ર અને પુત્રી. **ટોળે**, સાથે; બે જોડે અથવા બીજાં સગાંઓની સાથે સાથે.

---